કવિ શામળભટ્ટ કૃત

# સિંહાસન બત્રીસી

વા

## બત્રીસ પુતળીની વાર્તા.

ભાગ ૨.

( વાર્તા ૧૭ થી ૩૨. )


સરળ ગદ્યમાં ઉતારનાર:

કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ,

બી. એ. એલએલ બી.—મુંબાઇ.

તંત્રી: "સ્ત્રીબોધ"



છપાવી પ્રસિદ્ધ કરનાર:

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી

હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ, બી. એ.

આસિ. સેક્રેટરી, અમદાવાદ.

કિંમત દશ આના.

સ્વ. ચંદ્રપ્રસાદ ગોવિંદલાલ સ્મારક ગ્રંથમાળાનો

# ઉપોદ્ઘાત.

સ્વ. ચંદ્રપ્રસાદ વિદ્યાર્થી અવસ્થામાં અકાળે અવસાન પામતાં તેમના આત્માના શ્રેયાર્થે તેમના પિતાશ્રી રા. ગોવિંદલાલ નરભેરામ ઠાકોરે રૂા. ૧૫૦૦ ના બોમ્બે સ્ટીમ નેવિગેશન કું. ના પ્રેફરન્સ શેરો સોસાઇટીને તે ફંડના વ્યાજમાંથી, ધર્મ, નીતિ, ચારિત્ર્ય, કેળવણી અગર જનસુખાકારી સંબંધી સામાન્ય લોકોને ઉપયોગી તેમજ બોધદાયક થઇ પડે તેવાં પુસ્તકો બનતાં સુધી લખાવવાને, સોંપ્યાં છે. તદનુસાર તે ફંડના વ્યાજમાંથી પારિતોષિક આપી સોસાયટી તરફથી નીચેનાં પુસ્તક છપાવવામાં આવ્યાં છે:—

| નંબર | પુસ્તકનું નામ. | કિંમત. |
|---|---|---|
| ૧ | સિંહાસનબત્રીસી ભાગ ૧ લો. .... | .... ૦-૧૦-૦ |
| ૨ | સિંહાસનબત્રીસી ભાગ ૨ જો. .... | .... ૦-૧૦-૦ |



# નિવેદન.

સિંહાસન બત્રીસીની પ્રથમ સોળ વાર્તાઓ પુસ્તકરૂપે ગદ્યમાં પ્રસિદ્ધ થયાને આજે કેટલોએક સમય થઇ ગયો છે. તે પ્રસિદ્ધ થયા પછી મારા ઘણા મિત્રોના પત્રો ઉપરથી હું જોઇ શકયો છું કે તેમને તે પુસ્તક ગમ્યું છે. મારા કેટલાએક બાળમિત્રો તો ફક્ત સોળ જ વાર્તા પ્રસિદ્ધ કરવા માટે રોષે પણ ભરાયા હતા. તેમણે કહ્યું કે બત્રીસ વાર્તાઓ છે એમ અમને કહ્યા પછી સોળ જ વાર્તાઓ અમને આપો તો કેમ ચાલે ? આ મિત્રોના પત્રોથી અને આ બાળકોની માગણીથી, મને ઘણો જ સંતોષ થયો છે.

પ્રથમ ભાગમાં મેં જણાવ્યું છે તે પ્રમાણે અસલ કવિતાઓને બદલે આ વાર્તાઓથી લોકોને સંતોષવાનો મારો ઇરાદો નથી. પરંતુ આ વાર્તાઓ વાંચીને અસલ કવિતા તરફ તેઓ પ્રેરાય તે જ મુદ્દો છે. હું આશા રાખું છું કે મારી ધારણા સફળ થશે. પ્રથમ ભાગ કરતાં આ ભાગમાં કવિતાઓની વાનગી વધારે મુકી છે. તે ઉપરથી શામળભટ્ટની સરળ કવિતા વાંચનારાની નજરમાં આવશે અને તે વાંચવા તેઓ પ્રેરાશે એમ આશા છે.

શામળભટ્ટની રસ જમાવવાની અને લોકોની કલ્પનાને પોતાની સાથે ઉંચે ઉછાળવાની શક્તિ ઘણી જ સારી છે તે આ વાર્તાઓ ઉપરથી જોઇ શકાશે. મોટી ઉમરનાં માણસો પણ આ વાર્તાઓથી આકર્ષાય છે, અને એક પુરી થતાં

બીજી વાર્તા શરૂ કરવા લલચાય છે, તે મેં અંગત અનુભવ ઉપરથી જોયું છે. આ જમાનામાં આ પ્રમાણપત્ર કાંઈ શામળભટ્ટ માટે જેવું તેવું નથી.

આ વાર્તાઓ અસલ કયા પુસ્તક ઉપરથી છે, અને અસલની વાર્તાઓમાં શામળે શા શા ફેરફાર કર્યા છે, તથા શામળે કેવળ રૂપાંતર કરવાનું કામ કર્યું છે કે મૂળ ઉપરથી વાર્તાઓનાં સ્વરૂપ જ ફેરવી નાંખ્યાં છે, એ બધી હકીકતોનો અભ્યાસ બહુ જ રસભર્યો થઇ પડવાનો સંભવ છે. આ પુસ્તક જે પ્રકારના વાંચનારા માટે યોજ્યું છે, તેમને કદાચ આ સૌ વિગતોમાં રસ નહિ પડે તેમ ધારીને એ વાત અત્રે પડતી મુકી છે. પરંતુ જેમને આ બાબતોનો શોખ હોય તેમણે તે સૌ વિચારવું ઘટે છે. આપણા સાહિત્યનો વિવેચનાત્મક અને તુલનાત્મક અભ્યાસ કરવાથી જ તેની ખુબીઓ અને ખામીઓ આપણે જોઇ શકીયે.

પ્રથમ ભાગની માફક આ ભાગની વાર્તાઓ પણ અસલ માફક ટુંકાવેલી છે. તેમજ કાચી વયમાં વાંચવા યોગ્ય ના હોય તે પ્રસંગો પડતા મુકયા છે. છેલ્લી મડાપચીસીની વાર્તા તો બહુ જ ટુંકાવવી પડી છે. તે વાર્તામાં નાની નાની બીજી પચ્ચીસ અંતર્વાર્તાઓ છે. મૂળ વાર્તા સાથે તેમનો જરાયે સંબંધ નથી. એટલે તેમાંથી ચોવીસ વાર્તાઓ પડતી જ મુકી છે. જેમને આ પુસ્તક વાંચ્યા પછી શામળભટ્ટની વાત તરફ રૂચિ થાય તેમણે મડાપચ્ચીસીની આખી વાત અસલ ઉપરથી વાંચી લેવા વિનંતિ છે. "બૃહત્ કાવ્યદોહન"માં તે વાત પ્રસિદ્ધ થઇ ગઈ છે.

મડાપચ્ચીશીની વાતમાંથી શામળનું બહુશ્રુતપણું તથા તેની તીવ્રબુદ્ધિ અને પ્રૌઢ કલ્પના જોઇ શકાય છે. ગુરૂચેલા વચ્ચે જે વેશપલટો અને પકડાપકડી થાય છે, તેમાં ખાસ કરીને કિશોર કિશોરીઓને બહુ જ મઝા પડશે. નાનાં બાળકોને પણ જો તે વાત કહી સંભળાવવામાં આવે તો તેમને પણ ગમે તેવી છે.

આ પુસ્તકને અંતે આખી પુસ્તકમાંની વાર્તાઓનો ક્રમ આપતી શામળની જ કવિતાનો ભાગ આપ્યો છે. તથા શામળે પોતે જે પોતાની પિછાન વિગેરે આપ્યાં છે તે ભાગ પણ અસલમાંથી જ ઉતાર્યો છે. શામળભટ્ટનો પરિચય મેં પ્રથમ ભાગમાં આપ્યો છે, તે તો આ પુસ્તક વાંચનારાઓએ જોયો જ હશે, એટલે તે ફરીથી અત્રે નથી આપ્યો. અંતે આ અતિ રસિક વાર્તાઓના વિધાયક શામળને આપણાં પ્રણામ હો.

કાર્તિક સુદ પુનેમ,
સંવત ૧૯૮૩
મુંબાઇ.

**કેશવપ્રસાદ દેસાઇ.**

# અનુક્રમણિકા.

વાર્તા ૧૭ મી.

# પંખીની વાર્તા

પુતળી: પંકજનયની

## વાર્તા ૧૭ મી.

# પંખીની વાર્તા.

### પુતળી: પંકજનયની

પંકજનયની નામે પુતળી રાજા ભોજને આ વાત કહે છે:

એકવાર વિક્રમરાજા આખા નગરની ચર્ચા જોઇને શહેર બહાર નિકળ્યા. આખા ગામમાં કોઇ પણ દુઃખી માણસ તેમની નજરે પડયો નહિ, તેથી તેમને બહુ જ સંતોષ થયો. શહેર બહાર એક વડ નીચે તેઓ થાક ખાવા બેઠા. તે વખતે બે પંખીઓ ઝાડ ઉપર વાતો કરતા હતા. તેમણે વિક્રમરાજાને ઓળખ્યા નહોતા. પણ વિક્રમરાજા તેમની ભાષા સમજી શકતા હતા. આમાં એક પોપટ હતો અને બીજો સુડો હતો.

પોપટ કહે સુડાભાઇ, તમે મારા મિત્ર છો. તમે આજે આટલા બધા ઉદાસ કેમ છો? તમારૂં દુઃખ હોય તે મને કહો, ત્યારે સુડો કહે, કે મારૂં દુઃખ બહુ જ ભારે છે. મેં પર-દુઃખભંજન વિક્રમરાજાને તે કહેવા ધાર્યું હતું. પણ હવે તો મને લાગે છે કે તેમનાથી પણ તે દૂર કરી શકાય તેમ નથી. એટલે માંગણ થઇને તેમની પાસે જવા કરતાં હું તો કાશી જઇને ગંગાજીમાં ડુબી મરીશ. છેવટે પોપટના બહુ જ

આગ્રહથી સુડાએ બધી વાત કહી, અને વિક્રમરાજાએ ઝાડ નીચેથી તે સાંભળી.

સુડો કહે, તમે જાણો છો કે મારૂં વન તો છેક હિમાલય પાસે છે. એ વનમાં:

**વનસ્પતિ જ્યાં ભાર અઢાર, વખાણતાં તો લાગે વાર:**
**જાઈ જુઇ ચંપાની કળી, માલતી મરૂઓ વેલજ વળી:**
**સીતાફળ દાડમ કદળી દેવ, અખોડ પસ્તાં નાગરવેલ:**
**સુખડ કેસર કેરાં છોડ, દ્રાક્ષ ચારોળી બદામો મોડ:**
**પ્રેમલ પારીજાતકનું વન, કેવડો કેતકી અંબુજ અન્ય:**
**ગુલાબ અગળજા કેરી બહેક, પરવાળા વસાણાં બહેક;**
**જાયફળ જાવંત્રી સુંઠ, બરાસ બહેક આવે છે કુંઠ:**
**તજ તમાલપત્ર લવંગ, એલચી ઝુમખા સારંગસંગ:**
**વડ પિંપળ અધિકા બહુ સાગ, આંબા, જાંબુ બહુ લક્ષેલાખ:**
**બીજું જાણે વંદ્રાવન, તેને ઉપમા ઘટે નહિ અન્ય.**

આ વનમાં જાત જાતનાં પંખીઓ રહે છે;

**લવાર તેતર મેના મોર, પોપટ સૂડા હંસ ચકોર:**
**કપોત કાગ કરંજન ડોર, ચકવા ને ચકવી અમોલ.**
**રેવા પારેવા ખંજન મીન, લેલી લુક માલબર લીન;**
**અનેક પંખી બીજા પાસ, પવિત્ર પંખી ચતુર છે ચાસ.**

આ વનમાં હું રહેતો હતો ત્યારે એક દિવસ એક પંખીરાજ મારે ઘેર મહેમાન થઇને આવ્યા. મેં તેમની બહુ બરદાસ કરી. તેથી તે પ્રસન્ન થયા અને જતી વખતે મને અમરફળ આપ્યું. મેં વિચાર કર્યો, કે મારા જેવા સુડો અમર થઇને લોકોનું શું કલ્યાણ કરશે! માટે એ ફળ કોઇ એવા નરને આપું કે જેથી આખા દેશને લાભ થાય. આ વખતે અમારો રાજા બહુ જ દયાળુ હતો. તેણે પંખી-

ઓની બહુ દરકાર કરી હતી. અમારા માટે પાણીના ઓવારા બંધાવ્યા હતા. પરબડીઓ નંખાવી હતી, અને તેમાં દાણા પાણી મુકાવવાની બધી ગોઠવણ કરી હતી. તે ઉપરથી મને લાગ્યું કે જો આ રાજા અમર થાય તો પંખીઓને બહુ જ લાભ થાય. વળી આ રાજા પંખીઓનો શિકાર પણ કરતો નહોતો. પંખીને જે ગલોલ મારે તેને સજા કરતો હતો; અને અમને પણ પુષ્કળ ખાવાનું મળતું હતું એટલે અમે કોઈના પાકને નુકશાન કરતા નહોતા.

હું તો અમરફળ લઇને દરબારમાં ગયો. રાજાએ મને આવકાર આપ્યો. પછી મેં બધી હકીકત કહી અને ફળ ધર્યું. રાજાએ કહ્યું, કે હું એકલો અમર થઇને શું કરૂં ? મારા રાજ્યના થાંભલા જેવા પ્રધાનો, મારો પુત્ર, મારા ગુરૂ વગેરે બધા અમર થાય તેવું કાંઇ કરવું જોઇયે. એમ વિચારી તેણે કહ્યું, કે આ ફળને બાગમાં રોપો. તેમાંથી ઝાડ થશે અને ઝાડને ઘણાં ફળ આવશે તે આપણે બધાં ખાઈશું. એમ કહી તે ફળ રાજબાગમાં રોપ્યું. મને તો રાજાએ બહુ બહુ માન આપીને મહેલમાં જ રાખ્યો. જ્યારે મને મન થાય ત્યારે હું વનમાં જતો હતો. વનમાં મને ઘરડાં પંખીઓએ કહ્યું, કે રાજા કોઇનો મિત્ર નથી. તમે તેને ફળ આપ્યું તે ઠીક ના કર્યું. રાજા તો કરવત જેવો કહેવાય. જતાંયે વહેરે અને આવતાંએ વહેરે. પરંતુ મેં કહ્યું કે આ રાજા તો બહુ જ ભલો અને દયાળુ છે.

કેટલાએક દિવસ થઇ ગયા એટલે અમર ફળનું ઝાડ મોટું થયું. વખત જતાં તેને ફળ લાગ્યાં, અને એક દિવસ

તો એક ફળ પાકીને નીચે પડયું. આ ફળ લઇને માળી રાજા પાસે ગયો. રાજાએ તો તે જોઇને આનંદનો દરબાર બોલાવ્યો. પછી દરબાર વચ્ચે તે ફળ મૂકયું અને કહ્યું કે આ ફળ કોને કોને આપીયે? પહેલાં તો બ્રાહ્મણને આપવું જોઇયે. રાજાએ ફળના સાત કટકા કર્યા. તેમાંથી પહેલો કટકો પોતાના ગોરને આપ્યો. બીજો ભાગ પોતાના બાર વર્ષના એકનાએક કુંવરને આપ્યો; અને પછીના પાંચ ભાગ પાંચ પ્રધાનને આપ્યા, અને બીજાઓને કહ્યું કે થોડા દિવસમાં બીજાં ફળ આવશે તે આપણે બધાં લઇશું. પરંતુ થોડીવારમાં એક ગંભીર બનાવ બન્યો. જે જે લોકોએ અમર ફળ ખાધું, તેઓ દરબારમાં જ તમ્મર ખાઇને પડ્યા, અને તેમનાં શરીર લીલાંછમ થઇ ગયાં. રાજાના એકના એક કુંવરની પણ આ દશા થઇ. આ જોઇ બધે હાહાકાર થઇ ગયો. રાજાને બહુ ગુસ્સો આવ્યો, અને કહ્યું કે આ લુચ્ચા પોપટને પકડો. આપણને અમૃતફળ કહીને તેણે ઝેર આપ્યું છે. પંખીઓની જાતનો નાશ કરો, આખા વનનાં વન બાળો. એ દુષ્ટ સુડાએ મારા એકના એક છોકરાનો પ્રાણ ખોવડાવ્યો છે. મેં પંખીઓ માટે વન વસાવ્યાં, તેમને માટે સરોવરો કરાવ્યાં, પરબડીઓ બંધાવી, તે સૌનું ફળ આ મળ્યું માટે હવે કોઇની તરફ દયા દેખાડવી નહિ.

રાજાનો આવો ક્રોધ જોઇને હું તો ધ્રુજી ઉઠયો. મને મારી નાંખે તો ઠીક છે કે એકજ જીવની હાણ, પણ આ તો મારૂં આખું વન ઉજડ કરવાની વાત હતી. તેથી મેં રાજાને બહુ બહુ કાલાવાલા કર્યા. મેં રાજાને સમજાવ્યા કે

એમાં મારો દોષ નથી. જો કદાચ મારા મનમાં પાપ હોત તો હું અહિં શું કરવા રહેત ? તમે વનનો નાશ કરવાનું સાહસ ના કરો. સાહસ કર્યાં થકી ન થવાનું થઇ જાય છે. એવા મેં તેમને દાખલા આપ્યા, અને કહ્યું કે જ્યાં સુધી હજી આ લોકોના પ્રાણ ગયા નથી ત્યાં સુધી તો કાંઈ જ કરશો નહિ. છેવટે મેં રાજા પાસે આટલું કબૂલ કરાવ્યું અને એ લોકોને સાજા કરવા માટે કાંઇક ઔષધી મેળવવા થોડા દિવસની મેં રજા માંગી. મારા મનમાં એમ હતું કે હું પરદુ:ખભંજન વિક્રમ રાજા પાસે જઇશ, અને પંખીઓનું વન બચાવવા માંગણી કરીશ. પણ હવે મને એમ થાય છે કે આમાં બિચારા વિક્રમ રાજા શું કરે ? નકામી મારી પત ખોવી નહિ. માટે હું તો ગંગાજીમાં જઇને ડુબી મરીશ. તેથી મારાં સર્વ પાપ ધોવાઇ જશે.

વિક્રમ રાજાએ પોતે આ વાત સાંભળી એટલે તેઓ બોલ્યા, કે ભાઇ પંખી, તારે હવે ગંગાજીમાં ડુબવાની જરૂર નથી. ભગવાને જાતે જ તારૂં દુ:ખ સાંભળવા મને અહિં મોકલ્યો છે. હું જાતે જ વિક્રમ છું. તું જલદી ચાલ અને મને પેલા રાજા પાસે લઇ જા. પેલા પંખીયો તો વિક્રમ રાજાને જોઇને નવાઇ પામ્યા. પરંતુ તેમને તરત જ ખાત્રી થઇ કે આ વિક્રમ રાજા જ છે. પછી તેઓ પેલા રાજા પાસે જવા નિકળ્યા. પવનવેગે ચાલીને તેઓ બહુ જ જલદી ત્યાં આવી પહોંચ્યા, પેલો પંખી તો ગામ બહાર જ રહ્યો. વિક્રમરાય પેલા રાજા પાસે ગયા. હજી પેલા માણસો બેભાન પડયા હતા. વિક્રમરાયે તે રાજાને બહુ સલાહ આપી કે

તમે પંખીઓનું વન નાશ ના કરતા. આથી તે રાજાએ કોપ કર્યો અને બોલ્યો કે તમને પંખીની દયા આવે છે પણ માણસની નથી આવતી. તમારા મનમાં એમ છે કે મારા ગામમાં કોઇ ડાહ્યા નથી, ફક્ત તમારામાં જ ડહાપણનો ભંડાર ભર્યો છે. હવે ફરીથી પંખીની ભલામણ કરશો તો હું તમારો પ્રાણ લઇશ. મેં તો આવતી કાલે જ વનનો નાશ કરવાનો ઠરાવ કર્યો છે. ત્યારે વિક્રમરાય બોલ્યા કે મને બે દિવસ આપો. હું તમારા પુત્ર, પ્રધાન, વગેરે સૌને સાજા કરી આપીશ. છેવટે બહુ જ આનાકાનીથી તે રાજાએ આટલું કબૂલ કર્યું.

તે રાત્રે રાજાએ તો મોટી સમાધિ માંડી. જ્યારે આખી રાત ખૂબ સમાધિ કરી ત્યારે દેવ હાજર થયા. વિક્રમ રાજાએ પૂછ્યું કે મહારાજ મને ખરી હકીકત કહો. આ લોકોને સાજા શી રીતે કરૂં? ત્યારે દેવે વચન કહ્યાં: પંખીની વાત ખરી હતી. એ જે ફળ લાવ્યો હતો તે અમૃત ફળ હતું. પરંતુ રાજાએ લોભ કરીને બહુ ફળની ઇચ્છા કરી અને તે વાવ્યું. જે ઠેકાણે તે વાવ્યું છે ત્યાં ઝેરી નાગ રહે છે. તેને બે મોં છે: એક ઝેરી અને બીજું અમૃતભર્યું. તેના ઝેરી મોંમાં હંમેશાં અગન બળ્યા કરે છે. તેથી તે અમૃતફળ ખાવાની ઇચ્છા કરે છે. આ ફળ વાવ્યું એટલે તેણે તરત જ ઝેરી દાઢથી તેમાં ડંખ માર્યો એટલે તે ફળ ઝેરી થયું. અત્યારે એ નાગ અમુક જગાયે રહે છે. તે જો પોતાની અમૃતભરી દાઢથી આ ઝાડના મૂળને ડંખ મારે તો બધાં ફળનું ઝેર ઉતરી જાય. તેમજ તે ઝાડનું ઝેરી ફળ જેઓએ

ખાધું છે તેમને આપશો એટલે તેમનું ઝેર ઉતરી જશે. ઝાડનાં ફળ મીઠાં થશે, પણ અમરપણું તો રાજાએ લોભ કર્યો ત્યારથી ગયું જ છે.

વિક્રમરાય તો તરત જ પેલા નાગ પાસે ગયા. નાગને નમન કરીને બહુ રીઝવ્યા, અને પછી વિનંતિ કરી કે પેલું ઝાડ ફરીથી મીઠું કરો. નાગે કહ્યું કે તે ઝેર ચુસી લઉં તો મારા શરીરમાં અગન બળે, માટે હું તેમ નહિ કરૂં. ત્યારે વિક્રમરાજાએ કહ્યું, કે તમે તે ઝેર ચુસીને મને ડંખ મારજો એટલે તમારી અગન જતી રહેશે. આ સાંભળી નાગે તે કબૂલ કર્યું. પછી બંને તે ઝાડ પાસે આવ્યા. નાગે ઝાડના મૂળમાં ડંખ માર્યો એટલે તેને બહુ જ અગન બળી. તરત જ વિક્રમરાજાએ પોતાનો હાથ ધર્યો. તે હાથને ડંખ મારી તે નાગ ચાલી ગયો. પણ વિક્રમરાજા ત્યાં જ બેભાન થઇને પડયા. પડતી વખતે તેમણે વીર વૈતાળનું સ્મરણ કર્યું. વૈતાળ તરત જ હાજર થયો, અને સાપનું ઝેર ઉતારવાનો મણિ લેવા ગયો. આ વખતે જ વહાણું વાયું. રાજાના રખેવાળોએ વિક્રમને જોયો, અને રાજાને જાણ કરી. ત્યાં બધા આવ્યા. પેલા રાજાએ ધિક્કારથી કહ્યું કે આ માણસ પંખીઓને બચાવવા આવ્યો હતો. પોતે તે ફળ ખાધું હશે તેથી તેના આ હાલ થયા છે. હવે તો એની આશા છોડી દો, અને પંખીઓનાં વન બાળી મૂકો.

એટલામાં વૈતાળ ત્યાં આવ્યો. એને કોઇ જોઇ શકતું નથી. વિક્રમરાજાના હાથમાં તેણે પેલો માણ મૂકયો, એટલે ઝેર ચુસાઇ ગયું અને રાજાએ આળસ મરડી અને થોડી-

વારમાં જ તે બેઠા થયા. પેલા રાજાએ પૂછ્યું કે ભાઇ તમારી બડાશ જોઇ લીધી. હવે તો હું પંખીઓનું વન બાળી મૂકું છું. ત્યારે વિક્રમરાય બોલ્યા, કે ભાઈ હું મારૂં કામ કરી શકયો છું. આ ઝાડનાં ફળ અમૃત ફળ થઇ ગયાં છે, એમ કહી એક ફળ તોડીને તેમણે પોતે ખાધું, અને કહ્યું કે આ ફળ પેલા બેભાન થયેલાંને હમણાં ને હમણાં આપો, તો તેઓ બેઠા થશે. પેલા રાજાના મનમાં આ વાત ઉતરી નહિ ત્યારે વિક્રમરાજાયે વિચાર કર્યો, કે હજી આ સાપનું ઝેર ઉતારવાનો મણિ મારી પાસે જ છે, વાસ્તે તેનાથી પેલા-ઓને બેઠા કરૂં. ત્યાર પછી તેઓએ કહ્યું, કે જો તમને વિશ્વાસ ના આવતો હોય તો ચાલો, હું જ તેમને જીવતા કરી આપું. પછી બધા પેલા બેભાન માણસોની પાસે ગયા. રાજાએ દરેકની મુઠીમાં પેલો મણિ થોડી વાર રાખ્યો એટલે દરેકનું ઝેર ચુસાઇ ગયું અને તેઓ બેઠા થયા. ત્યારે બધાંયે જાણ્યું કે આ કોઇ જેવો તેવો પુરૂષ નથી. પછી વિક્રમરાયે કહ્યું કે પેલા ઝાડનાં ફળ ખાવ. પેલા રાજાયે તે પહેલાં એક એંશી વર્ષના માણસને આપ્યું. તે મરણપથારીએ પડેલો હતો એટલે એને ઝેર ચઢે તોયે હરકત નથી, એમ બધાના મનમાં હતું. પરંતુ ફળ ખાધું એટલે તો એ ઉલટો સાજો થયો અને તેનામાં જોર આવ્યું. તે પછી પેલા રાજાએ વિક્રમને પૂછ્યું, કે આપ કોણ છો અને આ બધું શી રીતે બન્યું તે કહો.

વિક્રમરાયે પછી પોતાની ઓળખાણ આપી અને કહ્યું કે તમને પેલા પંખીએ નિઃસ્વાર્થ ભાવે અમર ફળ આપ્યું

ત્યારે તમે લોભ કરી તેમાંથી ઘણાં ફળ કરવાની મરજી કરી, તેનું આ પરિણામ છે. નાહકનો તમે પંખીને દુભવ્યો છે, અને જગતમાં સાબીત કરી આપ્યું છે કે "રાજા મિત્ર નહિ." પછી ઝેર શી રીતે આવ્યું અને પોતે તે શી રીતે દૂર કરાવ્યું તે બધી વાત કહી. આ સાંભળીને આખો દરબાર વિક્રમ રાજાને નમ્યો, અને પેલા રાજાએ તેમની બહુ બહુ માફી માંગી, અને પંખીઓનું રક્ષણ કરવાનું વચન આપ્યું, ત્યાર પછી વિક્રમરાજા ઉજ્જન નગરીયે ચાલી ગયા.

આ પ્રમાણે જે પરોપકારનાં કામ કરશે તે આ સિંહાસને બેસશે, એમ કહીને પંકજનયની પુતળી ઉડી ગઈ.



વાર્તા ૧૮ મી.

# રણસ્થંભગઢના રાજાની વાર્તા.

પુતળી: મોહિની.

વાર્તા ૧૮ મી.

# રણુસ્થંભગઢના રાજાની વાર્તા.

પુતળીઃ મોહિની.

મોહિની નામે પુતળી આ વાર્તા કહે છે અને રાજા ભોજ તે સાંભળે છે.

એક વાર વિક્રમરાજાને સરસ સંગીત સાંભળવાનો વિચાર થયો તેથી તેમણે એક ગાંધર્વને બોલાવવા મોકલ્યો. તે જલદીથી આવ્યો. પછી રાજાએ તેને સુંદર રાગ ગાવાની આજ્ઞા કરી, ત્યારે તે હાથ જોડીને બોલ્યોઃ રાજાજી મને માફ કરો. મારૂં મન એટલું તો દિલગીર છે કે મારાથી સુંદર રાગ ગાઇ શકાશે નહિ. રાજાએ તેનું કારણ પૂછ્યું, એટલે તેણે કહ્યું કે, હું મહાદેવની પૂજા કરવા ગયો હતો, ત્યાં એક બાવો આવ્યો. તેણે કહ્યું, કે રણુસ્થંભગઢના રાજાને ત્યાં એક બહુ જ રૂપાળી કન્યા છે. તેને માટે ચાર દિવસ પછી સ્વયંવરનો મેળાવડો થવાનો છે. કન્યાના રૂપનાં વખાણ સાંભળીને મને પણ ત્યાં જવાનું મન થયું. સાધુએ મને પવન પાવડી આપી, તે વડે હું ત્યાં પહોંચી ગયો. દેશદેશના રાજાઓ અહિં આવ્યા હતા. સ્વયંવર વખતે બધા સરસ લુગડાં પહેરીને હારબંધ ગોઠવાઇ ગયા હતા. ત્યાં મારો ભાવ કોણ પૂછે ! ઠરાવ એવો હતો કે હાથણી કળશ લઇને દરબારમાં

આવે, અને જેના ઉપર તે કળશ ઢાળે તેની સાથે કુંવરીનાં લગ્ન થાય. થોડીવારે એ હાથણી આવી, એટલે મેં ધીમેથી પણ મધુર કંઠે મલ્હાર રાગ ગાવા માંડયો. તરત જ હાથણી મારી તરફ આવી અને મારા પર કળશ ઢોળ્યો.

આ જોઇ બધા લોકો ગુસ્સે થઇ ગયા, અને કહ્યું, કે આ કળશ તો ફોગ છે. એમ કહીને એમણે મને ખૂબ માર્યો અને મને ત્યાંથી દૂર કાઢી મૂકયો. પછી બીજી વાર હાથણીને કળશ આપ્યો. મેં પણ દૂરથી મલ્હાર રાગ ગાવા માંડયો. હાથણી ફરીથી દરબાર છોડીને જયાં હું હતો ત્યાં આવી, અને મારા ઉપર ફરી કળશ ઢોળ્યો. એટલે રાજાએ કહ્યું, કે હવે તો કન્યા આની સાથે પરણાવવી જ જોઇયે. બીજા રાજાઓ ચીડાયા પણ મારા લગ્ન નક્કી કર્યાં. પછી મને ઉતારો આપ્યો, અને વરઘોડો ચઢાવ્યો. મહુરતની વેળા થઇ અને બ્રાહ્મણોએ કન્યા લાવવાનું કહ્યું. પરંતુ રાજાના મહેલમાં એક કૌતક બન્યું. કન્યા ન્હાવા બેઠી હતી ત્યાંથી એક રાક્ષસ એનું હરણ કરી ગયો. બધે હાહાકાર થઇ રહ્યો અને મારૂં માનભંગ થયું. બધા લોકોએ મને અભાગીયો કહ્યો. મને તે દિવસથી બહુ જ દુઃખ થયું છે. હવે તો મને એમ લાગે છે, કે જાણે મારો જીવ કાઢી નાખું. આ દુઃખને લીધે મારાથી એક પણ રાગ ગવાતો નથી.

આ સાંભળી વિક્રમરાજાએ તેને વચન આપ્યું, કે હું તે કન્યા તને લાવી આપીશ. એમ કહી તેઓ હરસિદ્ધ માતાને મંદિરે ગયા, અને માતાજીને પ્રસન્ન કરી તે રાક્ષસ કયાં રહે છે તે જાણી લીધું. પછી માતાજીનો આશીર્વાદ

લઈ તે અને વૈતાળ બે જણા નિકળ્યા. ઘણે દૂર ગયા પછી તેમણે એક રાક્ષસ જોયો. તે બહુ જ ભયાનક લાગતો હતો. તેના રથને બે સિંહ જોડયા હતા. લગામને બદલે નાગ હતા, અને તે ઘણો જ વિકાળ દેખાતો હતો. તેની આગળ વિક્રમ રાજા તો વેંતિયા જેવા લાગતા હતા. રાજા તેને શરણે ગયા. રાક્ષસે મુસાફરીનું કારણ રાજાને પૂછતાં ખરી વાત કહી. તેણે કહ્યું કે તમે ભલા માણસ છો. એ રાક્ષસને જીતવાનું ગજું મારૂં નથી તો તમે શું કરશો ? જો તમે વીસ જોજન સાગર ઉપર હિંડતા જઈ શકો, અને ઉકળતા તેલમાં પડીને જીવતા રહી શકો, તો તેનો વિચાર કરજો. જો તમે અહિં મારી નજર આગળ ઉકળતા તેલમાં પડો તો હું તમને રાક્ષસ જીતવામાં મદદ કરૂં.

રાક્ષસની આ વાત સાંભળી વિક્રમરાજાએ વૈતાળની સલાહ લીધી. વૈતાળ કહે, કે હું ઇંદ્રની મદદ લેવા જાઉં છું. તમે માતાજીનું ધ્યાન ધરો. વિક્રરાજાએ તો હિમ્મતથી તેલમાં પડવાની હા કહી. પછી પોતે માતાજીનું ધ્યાન ધર્યું. માતાજીએ હાજર થઇ તેનું રક્ષણ કરવાની કબૂલત આપી. થોડી વારમાં વૈતાળ પણ પાછો આવ્યો. તેણે કહ્યું કે ઇંદ્રદેવે કહ્યું છે કે મારા નામથી એક ટીપું પાણી ઉકળતા તેલમાં નાંખજો, એટલે પછી તમને કાંઇ હરકત થશે નહિ. થોડી વારમાં તેલ ઉકળ્યું, અને વિક્રમરાજાએ ઇંદ્રદેવને નામે એક ટીપું પાણી તેમાં નાંખ્યું. પછી માતાજીનું ધ્યાન ધરી અંદર પડયા. તેમને તો તેલ ઠંડા પાણી જેવું લાગ્યું.

તેઓ જ્યારે બહાર નિકળ્યા ત્યારે પેલો રાક્ષસ તેમને પગે પડયો, અને કહ્યું, કે તમે જ પેલા દૈત્યને મારી શકશો. તમે તો દેવ છો. હું તમને બનતી મદદ આપીશ. ચાલો હું તમને એની જગા બતાવું.

એક મોટા સાગરને કીનારે તે બે જણા આવ્યા એટલે પેલો રાક્ષસ બોલ્યો, કે હવે તમે જો સાગરને પેલે તીર ગુપચુપ જઇ શકો તો તે દૈત્યના દેશમાં પહોંચાય. મારી તો હિમ્મત ત્યાં આવવાની નથી. વિક્રમરાજાએ તરત જ સાગરનો મંત્ર જપ્યો એટલે સાગરે તેમને રસ્તો આપ્યો એટલે એ અને ગુપ્ત વૈતાળ ચાલ્યા. પેલા રાક્ષસ પણ સાથે ગયો. અડધે રસ્તે આવ્યા ત્યારે દૈત્યની ચોકી આવી, એક મોટો પંખી ત્યાં ચોકી કરતો હતો. વિક્રમરાજાને જોઇને તે એકદમ તેમને ખાવાને ધસ્યો. પરંતુ વિક્રમરાજાએ તેની સાથે લડાઇ કરી અને તેને મારી નાંખ્યો. પરંતુ મરતાં મરતાં તેણે એવો અવાજ કર્યો, કે તેના શેઠ દૈત્યને ખબર પડી ગઇ કે કોઇ શત્રુ આવ્યો છે. એટલે તે પોતાનું લશ્કર લઇને કીનારે આવીને ઉભો. વિક્રમરાજા પણ ત્યાં જઇ યુદ્ધે ચઢયા. સામસામે બહુ જ લડાઈ ચાલી. રાક્ષસનું ખૂબ લશ્કર ભરાયું અને છેવટે તેની સામે બહુ જ થોડા માણસો રહ્યા. એટલે દૈત્યે કપટયુદ્ધ કરવા માંડયું. તેણે જુદા જુદા રૂપ ધારણ કર્યાં અને છેવટે અજગરનું રૂપ લઇને વિક્રમ-રાજાને ગળી ગયો, અને પાતાળમાં જતો રહ્યો. વૈતાળે વિક્રમરાજાને જોયા નહિ એટલે તે બહુ ચિંતામાં પડયો. તે એકદમ હરસિદ્ધ માતા પાસે દોડયો. માતાજીએ એને

કહ્યું, કે એ તો અજગરના પેટમાં પાતાળમાં પડયો છે, અને એ અજગર તે જ પેલો દૈત્ય છે. માટે તું આ દંડ લઇને ત્યાં જા. પછી તું વાયુનું રૂપ લઇને અજગરના પેટમાં પેસી જજે અને આ દંડ વિક્રમરાયને આપજે. એટલે એમનાથી બહાર નીકળાશે. વૈતાળે તે પ્રમાણે કર્યું. વિક્રમ-રાજાના હાથમાં દંડ આવ્યો એટલે અજગરનું પેટ ચીરીને તે બહાર નીકળ્યા. પછી ખડગ કાઢી અજગરને મારવાનો વિચાર કર્યો.

ખડગની બીકથી પેલા અજગરે પોતાનું રૂપ બદલ્યું, અને ખરૂં રૂપ ધારણ કરીને તે વિક્રમરાજાને પગે પડયો, અને કહ્યું, કે હું તો બ્રહ્મરાક્ષસ છું. મને મારશો તો બ્રહ્મ-હત્યા લાગશે. તમારે જે જોઇશે તે હું આપીશ. આમ થયું એટલે ત્રણે જણા તે દૈત્યના દેશમાં ગયા. તે દૈત્યે પોતાનો બધો દેશ ફરીને દેખાડયો. એ જોઇને તો વિક્રમ-રાજા બહુ જ અજાયબ થયા. ત્યાં બધું બહુ જ સરસ હતું. ઠાઠમાઠની ખામી જરાયે નહોતી. શોભા તો ઇંદ્રપુરી જેવી હતી. છેવટે તેઓ બધા દરબારમાં ગયા. ત્યાં તેર કન્યાઓ એક બાજુએ બેઠેલી હતી. વિક્રમરાજાએ પૂછયું કે આ બધી કોણ છે? ત્યારે તેણે દરેકનો ઇતિહાસ કહ્યો, અને કહ્યું, કે અત્રે મને એકલા ગમે નહિ માટે હું તે દરેકને અહિં ઉપાડી લાવ્યો છું. પરંતુ તેમને મારી દીકરીઓ માફક પાળી છે અને કાંઇ જ દુઃખ આપ્યું નથી. વિક્રમ રાજાએ કહ્યું કે એ બધી કન્યાઓને એમને ઘેર પહોંચતી કરવી જોઇયે. માટે હું તેમને મારી સાથે લઇ જઇશ. તે

દૈત્યે એ વાત કબુલ કરી, અને સાથે દરેક કન્યાને પુષ્કળ ધન આપ્યું. પછી વિક્રમરાજા કન્યાઓ સાથે ઉજ્જન પાછા ફર્યા.

ત્યાં જઇ રણસ્થંભગઢના રાજાની કુંવરીને કહ્યું, કે તું તો સ્વયંવરમાંથી આ ગાંધર્વને વરી ચુકેલી છું. તે કન્યાએ પણ તે વાત કબૂલ કરી એટલે વિક્રમરાજાએ ગાંધર્વને તેડાવીને તે કન્યાનું લગ્ન ધામધુમથી કરી આપ્યું, અને પેલા દૈત્યે આપેલું ધન પણ તેને આપી દીધું. પેલી બીજી કન્યાઓને પણ રાજાએ તેમના પિતાને ઘેર પહોંચતી કરી.

વિક્રમરાજા આવાં પરોપકારનાં કામો જીવને જોખમે પણ કરતા હતા. જે આવાં કામ કરશે તેજ એમના સિંહાસન ઉપર બેસશે, આમ કહીને તે પુતળી આકાશમાં ઉડી ગઇ.



વાર્તા ૧૯ મી.

# ભાભારામની વાર્તા.

પુતળીઃ પ્રદ્યુમ્ન.

## વાર્તા ૧૯ મી.

# ભાભારામની વાર્તા.

### પુતળીઃ પ્રદ્યુમ્ન.

પ્રદ્યુમ્ન નામે પુતળી આ વાત કહે છે, અને રાજા ભોજ સાંભળે છે.

એકવાર વિક્રમરાજા, પોતાની રૈયત સુખી છે કે દુ:ખી તે જોવા નિકળ્યા. પહેલાં બ્રાહ્મણનાં ઘર જોયાં. સવારના પહોરમાં ન્હાઇ ધોઇ તેઓ વેદપાઠ કરતા હતા. પછી સરસ ભોજન કરી પોતાના અંબર ધોતા હતા, તેઓ સર્વ વાતે સુખી હતા, ત્યાર પછી વહેવારીયા વાણીયાના વાસ જોયા. તેઓ ખાસા વેપાર કરતા હતા. તેમનાં મોટાં મોટાં પેટ હતાં અને ચોપડા લખતા હતા. તેઓ ધીરજથી, મીઠા બોલ બોલી ઘરાકનું મન ખુશ કરતા હતા.

**વણજે ઘણેરો વાણીયો, વિદ્યામાં વિશેશ:**
**વસે નહિ જ્યાં વાણીયો, જાણો ઉજડ દેશ.**

ત્યાર પછી સોનીનાં ઘર જોયાં.

**સોની નિરખ્યા શહેરના, ઘડે ઘરેણાં ઘાટ;**
**તસ્કર તે સમ કો નથી, મન માન્યું લે માટ.**
**ગણે પાપ તે નવ કદી, સ્નેહ કરી કો સાથ;**
**સોનાનું સુનું કરે, હેતે આપે હાથ.**

આ રીતે સોની લોકો પૈસાવાળા અને સુખી હતા. પછી કંસારા જોયા. તેઓ બહુ ઓછે ભાવે જુનાં વાસણ લઇ તેને ઓપ કરી નવા તરીકે વેચતા હતા, અને ઠીક કમાઇ કરતા હતા. પછી રાજાએ દરજીઓ જોયા. તેઓ પણ સુખી હતા. ત્યાર પછી

**હજામ જોયા તે પછી, જગત અનીતિ જાત;**
**એક અદકી પાંસળી, ચસ્કી કેરી ખ્યાત.**

આમને આમ રાજાએ બહુ બહુ જાતો જોઇ તેમાંથી કોઇને દુઃખ નહોતું તે જોઇ રાજાને બહુ જ આનંદ થયો.

પણ શહેરમાંથી નિકળી રાજા સીમ તરફ ગયા. ત્યાં તેમણે ખેતીકાર કણબી લોકો જોયા. તેમાં ભાભારામ કરીને એક વૃદ્ધ પટેલ હતા. તેને પાંચ દીકરા અને ઘણાંયે ઢોર હતાં. તે સવારમાં બહુ જ વહેલા ઉઠીને, બળદ લઇને ખેતરે જતા હતા. વિક્રમરાજા તેની પાછળ પાછળ ચાલ્યા. પહેલા જઇને કાંટાવાળી વાડ ભાભારામે ઉભી કરી. થોર અને ખરસાણીનાં દુધ તેમને શરીરે ઉડયા, પણ તેની તેમને કાંઇ ફીકર નહોતી. પછી ઝાડ ઉપર ચોકી કરવા માટે માળો અથવા બેઠક તૈયાર કરી. ચારે તરફ ફરીને બધો પાક તપાસ્યો. ત્યાર પછી ઘાસ ઉખાડી કાપીને તેનો ભારો બાંધ્યો, અને સાંજ પડતાં ભારો માથે ઉપાડીને બળદ હાંકતો ઘેર ગયો. એક ખુણે રાશ પરોણો મુકીને ભડકું ને છાશ ખાઇ લીધા. ઝાઝું રળવું, બહુ મહેનત કરવી, અને થોડું ખાવું, આ રીત જોઇને વિક્રમરાજાને તેના ઉપર બહુ દયા આવી. તેમને લાગ્યું કે મારી પ્રજામાં કણબી લોકો બહુ દુઃખી છે.

બીજે દિવસે રાજાએ ભાભારામની સાથે ખેતરમાં એકાંતે વાત કરી. રાજાએ કહ્યું, કે ભાઇ ! તમે બહુ જ દુઃખી છો. મેં તમારી બધી ચર્ચા જોઇ છે, માટે તમે મારી કને કાંઇ માગો. ભાભારામ તો કહે કે, ભાઇ ! તું છું કોણ ? મને દુઃખી કહેતાં તને શરમ નથી આવતી ? મારે ઘેર પાંચ દીકરા છે, ઢોર છે, અને આટલી બધી જમીન છે. જમીન રસાળ છે. હું પુષ્કળ મહેનત કરીને પાક ઉગાડી શકું છું તો પણ હું દુઃખી શી રીતે ? અને વળી કણબી તો આખા જગતનું પુરૂં કરે, તેને આપનાર તું કોણ છે તે જરા કહે તો ખરો ?

**પરધાન, રાજા, પાટવી, પટેલ તલાટી થાય;**
**ગામ શેઠને ગરાશીયા, મારૂં આપ્યું ખાય.**
**ચારણ, બ્રાહ્મણ, ભાટ તે, મનમાં આણી કોડ;**
**આશા કરતા અમ તણી, કણબી પાછળ કરોડ.**

આ સાંભળી રાજાએ કહ્યું કે, ભાઇ ! ગુસ્સો ના કરશો. હું તો આ ગામનો રાજા વિક્રમ છું; અને મારી પ્રજાનાં સુખદુઃખ જોવા નિકળ્યો છું. બધાંનાં પ્રમાણમાં મને તમે દુઃખી લાગો છો. માટે તમને કાંઇક માગવાનું કહું છું. માટે તમે જરાયે શરમાશો નહિ.

આ સાંભળી ભાભારામ બોલ્યા કે, તમે રાજા છો તો અમારા માથા ઉપર. તમે કહો છો તે વાત ઠીક છે. અમારે મહેનત બહુ છે. બારે માસ અમારે તો મજુરી કરવાની છે. મહામહેનતે અમે અન્ન પેદા કરીયે છીયે, અને તે અઢારે વરણ વહેંચી ખાય છે. વસવાયાં, બ્રાહ્મણ, ગરાશીયા,

અને હાકેમ; એ બધાયે અમારી પાસેથી કોઈને કોઇ રીતે અનાજ લઇ લે છે. પણ એમાં દુ:ખ શું ? મહેનત કરવી તે કાંઇ દુ:ખ નથી.

**એવી રીતે વર્ણું અઢાર, રહે કણબી કેરે આધાર;**
**કણબીને કોની નહિ આશ, માગું ઇશ્વર કેરી પાસ.**

હું કોઇ દિવસ કોઇ પાસેથી કાંઇ માંગીશ નહિ. ફક્ત ઇશ્વર પાસે માગીશ. તમે પરદુ:ખભંજન છો તો ભલે. તમે બીજાનાં કામ ભલે કરો. મને તમારૂં કાંઇ ખપશે નહિ. ભાભારામની વાતો સાંભળીને વિક્રમરાજાને બહુ આનંદ થયો. પણ તેમણે વળી બહુ જ આગ્રહ કર્યો કે મારી પાસે કાંઇક તો માગો. ત્યારે ભાભારામ બોલ્યા, કે તમારો આગ્રહ છે તો હું માંગીશ. પણ મને પંચાણું વર્ષ થયાં છે. કુટુંબ વસ્તાર મોટો છે. હું બધી વાતે સુખી છું. એટલે હવે આ દુનિયામાંની તો મારે કાંઇ ચીજ જોઇતી નથી. પણ મરી ગયા પછી મને મુક્તિ મળે, મારે ફરીથી અવતાર લેવો ના પડે, એવું મને આપો.

આ સાંભળીને વિક્રમરાજા ગભરાઇ ગયા. એ બોલ્યા, કે હું તો જાણતો હતો કે ભાભારામ મહેનતુ છે, પ્રમાણિક છે, પણ ધર્મની વાત નહિ જાણતા હોય. પણ તમે તો બહુ હોંશિયાર લાગો છો. તમે જે માંગો છો તે મારાથી શી રીતે અપાશે ! ત્યારે ભાભારામ બોલ્યા: તમે કાંઈ ચિંતા કરશો નહિ. તમે કાંઇ મને વચન આપ્યું નથી, એટલે છુટા છો. મેં તો આ માગ્યું તેનું કારણ એટલું હતું કે મારે તમને બતાવવું હતું, કે

દુનિયામાં એકજ દાતાર,
આપણ સર્વે માંગણહાર;
માટે દાન આપવાનું અભિમાન ધારણ કરવું નહિ.

પરંતુ વિક્રમરાજાએ કહ્યું કે મારૂં બોલેલું ખોટું થાય નહિં. કાં તો હું તમને તમારૂં માગ્યું આપીશ અગર તે આણતાં મારો જીવ ખોઈશ, એમ કહી રાજા તો ત્યાંથી ગયા.

પછી તેમણે વિદ્વાન બ્રાહ્મણોને બોલાવ્યા અને પૂછયું કે મોક્ષ શી રીતે મળે ? પણ દરેક જણ જુદું જુદું કહે, એટલે રાજા તો થાકીને હરસિદ્ધ માતા પાસે ગયા. બહુ તપ કરી તેમને રીઝવ્યાં ત્યારે તે બોલ્યાં કે તું ઇંદ્ર પાસે જા. ઇંદ્ર પાસે જઇને રાજાએ મોક્ષની વાત પૂછી પણ તે કાંઇ બરોબર ખુલાસો કરી શકયા નહિ. એમણે તો સ્વર્ગ અને નર્કની વાત કહી પણ કહ્યું કે આનો ખુલાસો મેળવવા ધર્મરાજા પાસે જાવ. ધર્મરાજા તેમને બ્રહ્મા પાસે લઈગયા. બ્રહ્મા તેમને વિષ્ણુ પાસે લઇ ગયા. વિષ્ણુએ તેમને મહાદેવજી પાસે મોકલ્યા. મહાદેવજીયે તેમને બહુ બહુ બોધ આપ્યો અને છેવટે મોક્ષનો સહેલો ઉપાય બતાવ્યો. જો મરતી વખતે માણસ કાશીમાં જઈને રહે અને મર્યા પછી તેના શરીરને મણિકર્ણિકાના ઘાટ ઉપરથી ગંગાજીમાં નાંખે તો માણસનો મોક્ષ થાય એમ કહ્યું.

આ વાત જાણીને વિક્રમરાજા પાછા ધરતી ઉપર આવ્યા. પોતાને ઘેર જઇને તેમણે ભાભારામને તેડવા પાલખી મોકલી ત્યારે ભાભારામે કહેવડાવ્યું કે મને ત્રણ દિવસથી તાવ આવે છે, અને હવે હું બહુ દહાડા જીવીશ નહિં. હું તો અભાગી

છું એટલે મરતી વખતે વિક્રમરાજાનાં દર્શન કરી શકીશ નહિ. રાજાએ આ વાત જાણી એટલે તરત જ તે ભાભારામને મળવા ગયા. ભાભારામની સ્થિતિ જોઇ રાજાએ તેમને કાશી લઇ જવાની તૈયારી કરી. પોતે જે વાત મહાદેવજી પાસેથી જાણી લાવ્યા હતા તે કહી. ભાભારામની સ્ત્રી પણ સાથે જવા તૈયાર થઇ તથા તેમનો મોટો છોકરો અને રાજા પણ સાથે ગયા. ઝડપથી તેઓ કાશી પહોંચ્યાં. ત્યાં ભાભારામે રાજાનાં બહુ વખાણ કર્યાં અને કહ્યું કે તું જ ખરેખરો પરોપકારી રાજા છું. કાશી પહોંચ્યા પછી ભાભારામ અને તેમનાં વહુ એક જ દહાડે મરી ગયાં અને તેમને બંનેને મોક્ષ મળ્યો. તેમના છોકરાએ બધી ક્રિયા કરી અને રાજાએ પણ તેની પાછળ બહુ દાન આપ્યાં. આવો પરોપકારી રાજા હોય તે જ આ સિંહાસન ઉપર બેસી શકે.

આટલું કહી પ્રદ્યુમ્ન નામની પુતળી આકાશમાં ઉડી ગઈ.



વાર્તા ૨૦ મી.

# વૈતાળભાટની વાર્તા.

પુતળીઃ ઉમયાદેવી.

## વાર્તા ૨૦ મી.

# વૈતાળભાટની વાર્તા.

### પુતળીઃ ઉમયાદેવી.

કનોજ દેશમાં ભીમ નામે ભાટ રહેતો હતો. તેની સ્ત્રીનું નામ ઉમયાદેવી હતું. તે એક સતી સ્ત્રી હતી. ભીમ જાતનો ભાટ હતો પણ બહુ જ ઉદાર હતો. તે બહુ દાન કરતો હતો. આ ધણી ધણીયાણી બધી વાતે સુખી હતાં; પણ તેમને પુત્ર નહોતો. ઉમયાદેવીને આ વાતનો બહુ શોક રહેતો હતો. તે કહેતી કેઃ—

પુત્ર વિના ઘરસૂત્રનું સુખ, પુત્ર વિના કેમ ભાગે ભૂખ;
પુત્ર વિના તો શ્રાદ્ધ કોણ કરે, પુત્ર વિના પીડ કોણજ હરે.
પુત્ર વિના કો સુખ ન જોય, શુકન નવ લે કારણ કોય;
પુત્ર વિના મહેણાં દે સહુ, પુત્ર વિના ઘેર નાવે વહુ.
પુત્ર વિના વચન કેમ પળે, ચઢયા હાળ પાછા કેમ વળે;
પુત્ર વિના જીવિત તે કશું, માનની મન એ તો વસ્યું.

સ્ત્રીની આ વાત ધણીને ગળે ઉતરી, અને તે પુત્ર મેળવવા શિવજીનું તપ કરવા ગયો. બહુ તપ કર્યા પછી શિવજીએ વરદાન આપ્યું, કે તને એક પુત્ર થશે. વરસ દિવસ પછી તેને પુત્ર થયો. તે બહુ જ રૂપાળો હતો. જેમ

જેમ તે મોટો થતો ગયો, તેમ તેમ તેના ગુણ ખીલી નીકળ્યા. તે બહુ જ ભક્તિ કરતો હતો. હંમેશાં સાચુંજ બોલતો, અને પોતાની પાસે જે કાંઇ હોય તે ગરીબોને દાનમાં આપી દેતો હતો. ધીમે ધીમે તેના ગુણની વાત દેશોદેશ ફેલાઇ ગઇ. એમ કરતાં કરતાં તેણે પોતાના બાપનું બધું જ ધન દાનમાં વાપરી નાખ્યું. ત્યારે ભીમે તેને ઠપકો દીધો. તે ઉપરથી તેણે કહ્યું, કે હું પરદેશ જાઉં છું, અને તમારૂં જેટલું ધન હતું તેના કરતાં વધારે ધન લઇને જ હું પાછો ઘેર આવીશ. એમ કહી તે ચાલી નીકળ્યો.

ફરતાં ફરતાં તે ઉજ્જન નગરમાં આવ્યો. તેણે વિચાર કર્યો કે અહિં વિક્રમરાજા મારી બુદ્ધિની પરીક્ષા કરશે. એમ વિચારી તે રાજાના દરબારમાં ગયો. ત્યાં જઇને રાજાને સુંદર આશીર્વાદ આપ્યા. પછી તેણે સરસ કવિત ગાયાં, અને જ્ઞાનની ચર્ચા કરી. આ સાંભળી વિક્રમરાજાને લાગ્યું, કે આ તો ખરેખરૂં રત્ન લાગે છે. વિક્રમરાજાએ એને પુછ્યું કે ભાઇ શું કામ આવ્યા છો તે કહો. ત્યારે એ કહે કે હું માટીમાંથી આવ્યો છું, અને માટીમાં જવાનો છું. પણ હું તો તમારાં દર્શન કરી લેવા આવ્યો છું. મેં તમારાં જે વખાણ સાંભળ્યાં હતાં તે બધાં ખરેખરાં સાચાં છે એમ નજરે જોઈને મને બહુ જ આનંદ થયો છે. છતાંએ મારા મનમાં એટલું જ છે કે ચંદન પાસે જે જાય તેને સુગંધ મળી જાય. તુંબડી પાસે જે જાય તેને તે તારે. જે દેવને પૂજે તે દેવાંશી થાય. તે જ પ્રમાણે હું તમારે બારણે આવ્યો છું તો તમારા જેવો તમે મને કરશો.

આ વાત ચાલતી હતી તેવામાં એક તાબેદાર રાજાની ખંડણી વિક્રમરાયને ત્યાં આવી; તેમાં હાથી, ઘોડા અને કરોડો સોનામહોરો હતી. આ બધુંજ વિક્રમે વૈતાળભાટને આપી દીધું. વૈતાળે આશીર્વાદ આપ્યા અને ત્યાંથી નિકળ્યો. પણ પોતે ઉજ્જનમાં આવ્યો હતો ત્યારે એક જણને વચન આપ્યું હતું, કે હું દરબારમાંથી જે લાવીશ તે તમને આપી દઇશ. તે વચન પ્રમાણે તેણે બધું જ આપી દીધું અને પોતે તો મશાણમાં જઇને રોટલા શેકીને ખાધા. આ વાત વિક્રમ-રાજાએ જાણી ત્યારે તે એને પાછા બોલાવી લાવ્યા, અને બીજું ધન આપવાનું કહ્યું, પણ તેણે જણાવ્યું, કે હવે હું લઉં તો લોભી કહેવાઉં. પરંતુ રાજાના પ્રધાને સમજાવીને તેની પાસે તે દાન કબુલ કરાવ્યું. ત્યાર પછી વૈતાળ બધું ધન તથા હાથી ઘોડા લઇને નિકળ્યો. રસ્તામાં એક સુંદર સરોવર આવ્યું ત્યાં આગળ તેણે મુકામ કર્યો.

તે વખતે એક બ્રાહ્મણ ત્યાં આવી ચઢ્યો. તેણે જાણ્યું, કે આ તો કોઇ મોટો રાજા છે. પછી એણે તપાસ કરી કે આ બધાં માણસો કયાંથી આવ્યાં. ત્યારે તેને ખબર પડી કે આ સૌ ઉજ્જનથી આવે છે. એટલે તેણે ધારી લીધું કે આ વિક્રમરાજા હોવો જોઇએ. તે ઉપરથી તેણે તેનાં પુષ્કળ વખાણ કર્યાં, બહુ ગુણ ગાયા, અને પછી કહ્યું કે તું પર-દુઃખભંજન છું તો મારૂં દુઃખ દૂર કરી આપ. વૈતાળના મનમાં એમ થયું કે હું કોણ છું તે ખરૂં કહી દઇશ તો આ બ્રાહ્મણ નિરાશ થશે. માટે હું એની વાત સાંભળું અને જો મારાથી કાંઇ થઇ શકે તેમ હોય, તો હું તેને મદદ

કરૂં, એમ ધારીને તેણે કહ્યું: બોલો ભાઇ, તમારૂં જે દુઃખ હોય તે કહો.

ત્યારે તે બ્રાહ્મણે કહ્યું કે, મોટી ઉમર સુધી મારે છોકરો નહોતો. મહાદેવજીની બહુ બહુ પુજા કરીને એક છોકરો મેળવ્યો. આ છોકરો મોટો થયો એટલે કહે છે કે, હું તો તપ કરવા જાઉં છું. પછી મેં એને બહુ સમજાવ્યો, બધુંયે ધન એના હાથમાં મુકયું અને કહ્યું કે ભાઇ હવે તારાં લગ્ન કરીએ. ત્યારે તેણે કહ્યું, કે હું પસંદ કરૂં તે કન્યા સાથે મારાં લગ્ન કરો તો જ હું પરણું. મેં એ વાત કબુલ કરી. આ અરસામાં એણે એક વાત સાંભળી. અમારી પાસેના એક ગામમાં એક બ્રાહ્મણને એકની એક છોકરી હતી. તેણે પણ કુંવારાં રહી તપ કરવાની મરજી બતાવી હતી. પણ છેવટે એમ કબુલ કર્યું હતું કે મારી શરતો કબુલ કરશે એ વરને હું પરણીશ. મારો છોકરો એ કન્યા પાસે ગયો અને પુછયું કે તારી શરતો શી છે? તેણે જણાવ્યું કે મારી નાતમાં ચારસો ઘર છે. આ દરેક ઘરમાં એક હાથી, એક ઘોડો, અને સો સોનામહોરો જે આપશે તેની સાથે હું લગ્ન કરીશ. મારા છોકરાએ બધી વાત મને કહી અને કહ્યું કે તમે મને મનગમતી કન્યા પરણાવવા વચન આપ્યું છે, માટે એ કન્યા સાથે મારૂં લગ્ન કરાવી આપો. મેં એને બહુએ સમજાવ્યો, પણ એ તો એકનો બે ના થયો. અંતે મેં એને એક વરસનો વાયદો કર્યો, અને હું મુસાફરીયે નિકળ્યો. જો આટલી રકમ મળશે તો ઠીક છે, નહિ તો પછી હું પ્રયાગમાં જઇને મારી દેહ

મહાદેવને અર્પણ કરીશ. વૈતાળ ભાટ આ વાત સાંભળી બહુ વિચારમાં પડયો. તેને લાગ્યું કે આ માણસનું દુઃખ તો દૂર કરવું જ જોઇયે. પછી તેણે બે હાથ જોડીને કહ્યું, મહારાજ ! હું તો વિક્રમરાજા નથી, પણ તેમનો ભાટ છું. હું તો વિક્રમરાજાને ત્યાંથી આ બધું દાનમાં લાવ્યો છું. પરંતુ તમે મહેરબાની કરીને મારી તરફથી આટલી ભેટ સ્વીકારો અને તમારા પુત્રનું લગ્ન કરો. હું ભાટ છું એટલે એક રીતે ક્ષત્રી કહેવાઉં, માટે તમને આ બધું ખપી શકશે.

આ વાત સાંભળીને પેલો બ્રાહ્મણ તો આશ્ચર્ય પામ્યો અને મનમાં ભાટનાં વખાણ કરવા લાગ્યો અને બોલ્યો, ભાઇ ! સાબાશ છે. તમે તમારૂં નામ રાખ્યું છે. આ દુનિયામાં નામ પ્રમાણે ગુણ બહુ થોડા માણસમાં હોય છે. કહ્યું છે કે:—

" નામ મહિમા રાખે કોય, એવો પુરૂષજ વિરલો હોય;
" નામ તો પાડે હેતે હરિ, બાળપણામાં જાયે મરી.
" નામ હોય છે સુરજ જશું, તે આંખે નવ દેખે કશું;
" નામે સારો મીઠો પેર, બોલ બોલે તે કડવો ઝેર.
" હીરા, મોતી, ઝવેરદાસ, ન મળે દામ ખોટો એક પાસ;
" નામ ધનપાળ ધંધો કરે, ધરણીધર મજુરીએ ફરે.
" ડાહ્યો બોલે ઘેલા બોલ, સાચો તોળે ઓછું તોલ;
" ઈશ્વરની જો કરૂણા હોય, નીર નામનું રાખે કોય."

માટે તમે તો તમારૂં નામ રાખીને પાણી બતાવ્યું, પણ હું એ ધન લઇશ નહિ. " માગ્યા માંહે માગું નહિ, શાસ્ત્ર તણી એ શીખ." ત્યારે વૈતાળભાટ કહે છે કે મેં તો આ ધન તમને આપી દીધું છે, હવે તે પાછું લેવાય જ નહિ. આમ તકરારમાં આખી રાત ચાલી ગઇ. બીજે

દિવસે સવારમાં વિક્રમરાજાના છુપા જાસુસે આ વાત રાજાને કહી. તેથી રાજા પોતે તે જગાએ આવ્યા. બંને જણાયે પોતપોતાની વાત કહી. ભાટ કહે છે, કે જો હું દાન આપત નહિ તો તો તમારૂં નામ જાત, અને હવે તો મેં આપ્યું તે પાછું કેમ લેવાય. છેવટે વિક્રમરાજા બંને જણાને પોતાને મહેલ લઇ ગયા. પછી બ્રાહ્મણને સમજાવ્યો, કે તું દાન લેવાને પાત્ર છે, અને આ ભાટ કીર્તિને પાત્ર છે. માટે તું તેનું દાન લઇને તેની કીર્તિ વધાર. બ્રાહ્મણે રાજાનો બોલ રાખ્યો. પછી વિક્રમરાજાયે ભાટને બેવડું ધન આપ્યું અને પોતાની પાસે જ રાખ્યો.

પેલા બ્રાહ્મણે ધન લઇને પુત્રને આપ્યું. પછી તેનો પુત્ર પોતાની મનગમતી કન્યાને પરણ્યો, અને તેની નાતના દરેકને ઘેર એક હાથી, એક ઘોડો, અને એક સો સોનામહોરો વહેંચી આપી. આ વખતે પેલા બ્રાહ્મણે વૈતાળના બહુ જશ ગાયા. વૈતાળ પણ પોતાના બાપને જઇને મળ્યો અને વિક્રમરાજાએ આપેલું બધું ધન તેના પગ આગળ મૂક્યું. પુત્રના પરાક્રમ જોઇને તે ભાટને બહુ આનંદ થયો. આટલી વાત કહીને તે પુતળી ઉડી ગઇ.



વાર્તા ૨૧ મી.

# પાનનાં બીડાંની વાર્તા.

પુતળીઃ કર્પૂરગૌરા.

## વાર્તા ૨૧ મી.

# પાનનાં બીડાંની વાર્તા.

### પુતળીઃ કર્પૂરગૌરા.

કર્પૂરગૌરા નામે પૂતળી કહે છે અને રાજા ભોજ સાંભળે છેઃ-

એકવાર વિક્રમરાજા સભા ભરીને બેઠા હતા, તેવામાં ત્યાં એક તંબોળી આવ્યો. એક છાબડીમાં પાનનાં બીડાં ભરીને તે લાવ્યો હતો. વિક્રમરાજાને નમન કરીને તેણે પાનનાં બીડાં ભેટ તરીકે મૂક્યાં. વિક્રમરાજાએ તે ભેટ સ્વીકારી. તેમાંથી એક બીડું પોતે લીધું અને બીજાં દરબારમાં સૌને વહેંચી આપ્યાં. ત્યાર પછી વિક્રમરાજા તે બીડું ખાવા જતા હતા એટલામાં કોઇયે કહ્યુંઃ "આપણે વગર તપાસે આ પાન ખાવાં ન જોઇયે." આ સાંભળી વિક્રમરાજાએ પેલા તંબોળીને પૂછ્યું, "ભાઈ! આ પાન તું ક્યાંથી લાવ્યો?" તંબોળી બોલ્યોઃ "મહારાજ! હું વાડીયે ગયો હતો. ત્યાંથી આવતાં રસ્તામાં એક કુવા પાસે મેં આ પાનની વેલ જોઇ. એનાં પાદડાં બહુ પ્રકાશમાન દેખાતાં હતાં, તે ઉપરથી મને વિચાર આવ્યો કે આ કોઇ અલૌકિક વેલ છે માટે તેનાં સુંદર બીડાં બનાવીને હું રાજદરબારમાં લઇ જઉં, તો મને સારૂં ઈનામ મળશે. ઘેર પાન લાવીને બરાસ કસ્તુરી નાંખી આ બીડાં બનાવીને, આપને ચરણે ધર્યાં છે.

આ સાંભળીને એક દરબારી બોલી ઉઠયો કે, “એવા અજાણ્યા વેલાનાં પાન ખાવાં જોઇયે નહિં. તેથી કદાચ હાનિ થઇ જાય તો પસ્તાવું પડે. માટે મહારાજ! રહેવા દો એ પાનનાં બીડાં.” આ સાંભળી રાજાએ પાનનું બીડું પાછું ટોપલીમાં નાંખ્યું; અને બધા જ દરબારીઓએ પણ તેમ કર્યું. પેલો બિચારો તંબોળી તો નિરાશ થઇ ગયો, અને તે રડી પડયો. તેણે કહ્યું: “હું તો આશાભર્યો આવ્યો હતો પણ અહીં મારી આશા ધૂળ મળી. વળી આજથી મારી આબરૂ ગઇ. કોઇ મારે ત્યાંથી પાન પણ નહિ લે.”

રાજાને આ તંબોળીની બહુ દયા આવી ને તેને ધન આપવા માંડયું પણ તે તેણે લીધું નહિ. છેવટે રાજાએ કહ્યું: “લાવ તારાં પાન, મને જે થવાનું હશે તે થશે, પણ હું તો તારાં પાનબીડાં ખાઇશ.” એમ કહી જેટલાં પાન હતાં તેટલાં બધાંયે રાજા ખાઇ ગયા. રાજાયે તે બીડાં ખાધાં, એટલે તરત જ રાજાનો ચહેરો ઘણો કાંતિમાન થઇ ગયો; અને આખા શરીરે તેજ તેજ થઇ ગયું. આ જોઇ દરબારી-ઓને અદેખાઈ આવી. તેમણે કહ્યું કે, રાજાજી અમને મુકીને આવાં સુંદર બીડાં પોતે એકલા જ ખાઈ ગયા, આ અયોગ્ય કહેવાય.” આ સાંભળી રાજાએ પેલા તંબોળીને બીજાં બીડાં લાવવા મોકલ્યો. પરંતુ થોડી જ વારમાં તે પાછો આવ્યો, અને કલ્પાંત કરવા માંડયું; અને જણાવ્યું કે, “રાજાજી એ વેલો તો સુકાઈ ગયો છે. આપનો હુકમ મારાથી નથી પળાતો તેથી મારી શાખ જાય છે તથા આ દર-બારીઓનું મહેણું મારે માથે રહે છે.” રાજાએ એને શાંત

પાડયો અને ધીરજ આપી. પણ એ તો કહે, કે જો એ વેલાનાં જ પાન હું લાવી શકું નહીં, તો હું તંબોળી ના કહેવાઉં. અંતે રાજાએ કહ્યું કે, હું ગમે તેમ કરીને એનાં પાન તને લાવી આપીશ.

આ તંબોળીનું દુઃખ ભાગવા રાજાજી નિકળ્યા. તેમણે તે વેલની નિશાની તંબોળીને પૂછી લીધી અને થોડા દિવસનો વાયદો કરીને ચાલ્યા. રસ્તામાં ચાલતાં ચાલતાં રાજાને એક દુબળો માણસ મળ્યો. તે એક ઝાડ નીચે પડી રહ્યો હતો; અને દુઃખથી નિસાસા મુકતો હતો. રાજાએ તેની પાસે જઈને તેના દુઃખનું કારણ પુછ્યું પણ તે કહે જ નહિ. અંતે રાજાએ પોતાની ઓળખાણ આપી અને દુઃખ દૂર કરવાનું વચન આપ્યું ત્યારે જ તે માણસે પોતાનું દુઃખ કહ્યું.

એણે કહ્યું, “ અહિંથી થોડે દૂર એક નગર છે. ત્યાંના રાજાની કુંવરી બહુ જ રૂપાળી છે. પરંતુ તે નગરમાં જે જાય છે તેને તે સમસ્યાઓ પુછીને તેની પરીક્ષા કરે છે. જે ખરા ઉત્તર આપે તેની સાથે લગ્ન કરવાનું તેણે પણ લીધું છે. જેના ઉત્તર ખોટા પડે, તેનું બહુ જ અપમાન કરીને, તેને શિક્ષા કરે છે. હું આવી શિક્ષા ખમીને આવ્યો છું, છતાંયે મારૂં મન તે કન્યામાં છે. હું એ કન્યાનો જપ કરતો કરતો અત્રે જ મરીશ. તમે પણ ત્યાં જવાનો વિચાર છોડી દો. ”

વિક્રમરાજાએ કહ્યું: “ ભાઇ ! મેં તો તને વચન આપ્યું છે, એટલે ગમે તે થાય તોપણ હું જવાનો જ. ”

"બોલ વચન જેનું ગયું, વળતું તે તેમાં શું રહ્યું;
"શિવજીને ગમશે તે થશે, વચન સાથે જીવજ જશે.
"પંચ મહાભુત તણું જે તન, તેમાં અમરત એક વચન;
"તે પળે તો સરવે પળ્યું, બાકી સરવે જીવતર બળ્યું."

આમ કહી પેલા માણસને ધીરજ આપી. રાજા તો પેલા નગરમાં ગયા. દરવાને દરવાજે કુંવરીના "પણ" ની વાત કહી અને કહ્યું કે, તમે જુવાન છો માટે નકામા અપમાન ખમવા ના જશો. પણ વિક્રમરાજા તો પુરો વિચાર કરીને જ આવ્યા હતા. એટલે એ તો કુંવરીની હાજરીમાં ગયા. ત્યાં કુંવરી પોતાની બીજી ત્રણ સખીઓ સાથે રમતી હતી. વિક્રમરાજાને જોઇને કુંવરી પણ મોહ પામી. પરંતુ પોતાનું જે "પણ" હતું તે કેમ મુકાય! તેણે રાજાને પોતાની સરત કહી. રાજાએ કહ્યું કે, "જો હું પરીક્ષામાં પાસ થાઉં તો મારી મરજી પર તેની સાથે તને પરણાવું." કુંવરીએ આ સરત કબુલ કરી, અને પછી ઘણા પ્રશ્નો પુછ્યા. રાજાએ શાસ્ત્ર આધારે તેના સંતોષકારક ઉત્તરો પણ આપ્યા.

પછી રાજકુંવરીએ કહ્યું કે, એકવાર હું મારી સખીને ઘેર ગઇ તેની સાથે વાદ થતાં તેણે મારે માટે થોડા કૌતક ઉચ્ચાર્યા.

સુણતાં હરખી સુંદરી, આપે કુશી અંગ,
વેલણ મુખ આગળ ધર્યું, જેનો રૂડો રંગ.
પંચ રંગે રંગ્યું ઘણું, બે પાસા સમતુલ્ય,
મેલ્યું પંથી આગળે, પ્રશ્ન કર્યું મહામુલ્ય.
કહો ડાળી કઇ ને થડ કયું, સુકું કાષ્ટ છે એહ,
ઉપર કયુ અને થડ કયું, કેમ ભાગે સંદેહ.

આ સાંભળી રાજા જે ત્યાં મુસાફર વેશે હતા તે તો હસ્યા અને કહ્યું આમાં તેં શું પુછયું?

**પંથી કહે સાંભળરે સખી, એમાં ઝાઝું અચરજ નથી;**
**સરીતા વહે જ્યાં નીર, વહેતું મુકો તેને તીર.**
**તણાતાં મોં આગળ થશે, તારો સંદેહ તેથી જશે;**
**જે પાછળ રહે તે થડ જાણુ, આગળ તે તો ટોચ પ્રમાણુ.**

આ ઉત્તરથી તે કુંવરીને સંતોષ થયો. પછી તેણે બીજો પ્રશ્ન પુછયો: "બાર વર્ષના બે બાળક હતાં. બન્ને દેખાવે સરખાં હતાં. કપડાં પણ સરખાં જ પહેર્યાં હતાં. પણ તેમાંથી એક ભાઇ હતો અને બીજી બેન હતી. તો આ બેને શી રીતે ઓળખી કાઢવાં?"

રાજાએ કહ્યું, "એ તો સહેલી વાત છે. બંનેને ઘરના ઉમરા ઉપર ઉભા રાખો અને પછી એકદમ ઘરમાં બોલાવો. છોકરો હશે તે પહેલાં જમણો પગ ઉપાડશે અને છોકરી ડાબો ઉપાડશે." આ સાંભળીને કુંવરીએ ત્રીજો સવાલ પુછયો: "બે ઘોડીઓ છે. બંને સરખી દેખાય છે પણ તેમાંથી એક મા છે અને બીજી તેની છોકરી છે. તે તમે શી રીતે પારખી શકશો?"

રાજાએ જવાબ આપ્યો કે, "એ તો બહુ જ સહેલ છે. બંને ઘોડીઓને જંગલમાં લઇ જાવ. પછી ત્યાંથી તેમને નદી કીનારે પાણી પાવ; અને પછી સ્વાર વગર જ તેમને પાછી ફરવા દો એટલે મા હશે તે આગળ ચાલશે, અને દીકરી હશે તે પાછળ આવશે.

આ ઉત્તરથી કુંવરીને તો ઘણો સંતોષ થયો. પણ

પછી ચારે બેનપણીયોએ સવાલો ઉપર સવાલો પૂછ્યા અને રાજાએ હરેકના સંતોષકારક જવાબ આપ્યા. આ સવાલો નીચે પ્રમાણે હતા:—

| સવાલ. | જવાબ. |
|---|---|
| " કવણ ગળયું સાકર થકી ?" | " પ્રીત ગળી સાકર થકી. " |
| " કવણ અમ્રતથી મીઠ ?" | " ગરજ અમ્રતથી મીઠ. " |
| " ચંદ્રથી નિર્મળ શું ?" | " તપ ચંદ્રથીયે નિર્મળ છે." |
| " સાગરથી મોટું શું ?" | " સત્ય સાગરથી વડું છે. " |
| " મેઘથી વધારે ગરવો કોણ ?" | " દાતા ગરવો મેહુથી. " |
| " તરણાથી તુચ્છ કોણ ?" | " માંગણ તરણાથી તુચ્છ. " |
| " લોહથી કઠણ કોણ ?" | " કંજુસ. " |
| " પવનથી આગળ કોણ જાય ?" | " મન પહેલું પવનથી જાય." |
| " ઝેરથી કડવું કોણ ?" | " દુષ્ટજન કડવો ઝેરથી. " |
| " સૂર્યથી તેજસ્વી શું ?" | " આંખ. " |
| " પૈસાથી મોંઘું શું ?" | " સ્વમાન. " |
| " અગ્નિથી ગરમ શું ?" | " ક્રોધ. " |
| " શ્રીમંત કરતાં કોણ સુખી ?" | " સંતોષી. " |
| " પુત્ર કરતાં કોણ વધારે સગું ?" | " સ્વાર્થ. " |

આ સવાલ—જવાબથી તો હદ વળી ગઈ. હવે તો કુંવરીયે પોતાની હાર કબુલ કરી અને રાજાને નમી.

પછી રાજાએ કન્યાને આશીર્વાદ આપ્યો અને પોતાની ઓળખાણ આપી તથા પોતે શા કામે નિકળ્યા હતા તે કહ્યું. કુંવરીના પિતાએ રાજા વિક્રમના કહેવાથી પેલા માણસ જોડે તેનાં લગ્ન કરી આપ્યાં, અને તેને પોતાને ઘેર જ

રાખ્યો, પછી વિક્રમ રાજાને આ રાજાના દરબારમાંથી જ ખબર પડી કે પાનનો જે વેલો સુકાઈ ગયો હતો તેના મૂળમાં જો વાઘણનું દૂધ નાખવામાં આવે તો ફરીથી લીલો થાય.

આ વાત જાણી એટલે એ તો વાઘણના દુધની શોધમાં નિકળ્યા. બહુ જ હોંશીયારી અને પરાક્રમથી વાઘણનું દુધ રાજા લાવ્યા. તે દુધ નાગરવેલના મૂળમાં નાંખ્યું કે તરત જ તેને પાન આવ્યાં. આ પાન લઈને તે ઉજ્જન આવ્યા અને પેલા તંબોળીને તે આપ્યાં. તંબોળીએ તેનાં સુંદર, સ્વાદિષ્ટ, બીડાં બનાવ્યાં અને દરબારમાં લઈને આવ્યો. આ બીડાં રાજાએ બધા દરબારીઓને વહેંચી આપ્યાં એટલે સૌને સંતોષ થયો, અને રાજાએ તંબોળીને પણ સારૂં ઇનામ આપ્યું.

આવા વિક્રમ રાજાનાં પરોપકાર અને પરાક્રમ હતાં. તેમના જેવાં જે કામ કરશે, તે જ તેમના સિંહાસન ઉપર બેસી શકશે. આમ કહીને કર્પૂરગૌરા પુતળી આકાશમાં ઉડી ગઇ.



વાર્તા ૨૨ મી.

# કામધેનુની વાર્તા.

પુતળીઃ સુભગા.

ભોજરાજા સિંહાસન ઉપર બેસવા ગયા એટલે વળી પાછા તેમને અટકાવીને સુભગા નામની પુતળી બોલી, કે હજી તમે રાજા વિક્રમ જેવા પરોપકારનાં કામ કર્યાં નથી માટે તમે તે ઉપર બેસી શકશો નહિ. જુવો હું તેમના પરોપકારી કામની કામધેનુની વાર્તા કહું:–

એકવાર વિક્રમરાજા સભામાં બેઠા હતા. તે વખતે તેમનો ગોર ત્યાં આવ્યો. તેણે હાથ જોડીને રાજાને આશીર્વાદ આપ્યો, અને કહ્યું કે, "મહારાજ! હું જાત્રાયે જઉં છું, અને પછી કાશીમાં જ રહેવાનો છું, માટે મને રજા આપો." વિક્રમરાયે તેને વિદાયગીરીમાં નાળીયેર અને રૂપિયા આપ્યા, અને પછી કહ્યું કે, મને કાંઇ બોધ આપતા જાવ. ત્યારે ગોર મહારાજે કહ્યું,

"બ્રાહ્મણ તુળશી પીંપળો, ગાય ને બીજી ગંગ;
એથી અદકું બીજું નથી, સદા કરજે તું સંગ."

આ પ્રમાણે બોધ આપીને ગોર મહારાજ તો ગયા. વિક્રમ રાજાયે તેમના બોધથી પાંચ હજાર પીંપળા પોતાના

રાજ્યમાં રોપાવ્યા. ઘેરઘેર તુળશી વવડાવ્યાં. બ્રાહ્મણોને બહુ દાન આપ્યાં. ગામેગામ ગાયોને ચરવાને માટે ખેતરો જુદા રાખ્યા, અને રસ્તે રસ્તે પાણીની પરબો મંડાવીને, ગંગાજીની સેવા કરી. આ રીતે લોકોયે ઘેરઘેર ગાયો રાખી અને તેની ચાકરી કરી મઝાથી દૂધ ઘી ખાધાં.

ત્યાર પછી માગશર સુદ ચોથને દિવસે વિક્રમ રાજાયે મોટી શિવપૂજા કરી. તેઓ ગામ બહાર દર્શન કરવા ગયા હતા; ત્યાંથી પાછા આવતા તેમણે એક ગાયને કાદવમાં ખુંચી ગયેલી જોઇ. તે બિચારી નિરાધારપણે બરાડતી હતી. વિક્રમરાજા તેની પાસે ગયા અને બહુ મહેનતે તેને કાદવમાંથી બહાર કાઢી. પછી તેને નવડાવીને સાફ કરી, અને પોતાને ઘેર લઇ ગયા. તેની તે રોજ પૂજા કરતા હતા, તથા તેને શીંગડે તથા ગળામાં ઘરેણાં પહેરાવતા હતા. ગાય પણ બહુ જ રૂપાળી હતી; અને આખું ગામ તેને જોવા આવતું હતું. એમ એ આખા ગામની માનીતી થઇ પડી હતી.

એકવાર તે ગાય ચરવા ગઇ ત્યાંથી પાછી ફરી નહિ. રાજાને બહુ જ ચિંતા થઇ અને રાત પડવા આવી હતી તોપણ પોતે જાતે ખોળવા ગયા. ત્યાં એક કૌતક જોયું.

વિક્રમરાજાની પરોપકારની વાતો ઇંદ્રના દરબારમાં પણ થવા માંડી, અને ઘણાયે દેવ લોકોએ તેના બહુ વખાણ કરવા માંડ્યા. ઇંદ્ર રાજાથી એ વખાણ સંખાયા નહિ. તેથી તેમણે પોતાની કામદુધા ગાય હતી તેને કહ્યું, કે તું મૃત્યુલોકમાં જા અને કાંઇક ઉપાય કરી વિક્રમરાજાને સત્યમાંથી ચુકાવ, અને એ ચુકે તો ભારે શ્રાપ દેજે. કામધેનુએ આ

હુકમ માથે ધર્યો, અને પોતે નીચે આવીને વાઘનું રૂપ ધર્યું. જ્યાં વિક્રમરાજાની ગાય ચરતી હતી ત્યાં આ વાઘ ગયો, અને તેને પૂંછડી મારી તથા ભોંય ઉપર પાડીને પગનો પંઝો ધર્યો. ગાય વાઘને બહુ કરગરી. તેણે કહ્યું કે મરવાનો તો મને કાંઈ ભય નથી, પણ વિક્રમરાજા મને નહિ જુએ તો બહુ જ ચિંતા કરશે, અને એમનો કુંવર તો મારા વિના ભોજન જ નહિ કરે. માટે એકવાર મને રજા આપો તો જઇને પાછી આવીશ. વાઘ કહે, કે તારા વચનનો વિશ્વાસ શો ? તું તો બધાને તેડી લાવી મારો જીવ લેવડાવે. આમ વાતોમાં વખત થઇ ગયો. એટલામાં વિક્રમરાજા ત્યાં આવી પહોંચ્યા. પોતે એકલા જ હતા. હાથમાં કટાર લઇને તે વાઘ તરફ ધસ્યા, અને બોલ્યા, "તું આ ગરીબ ગાયને શું પકડી રહ્યો છું. મારી સામે આવી જા. તું મારા ઉપર હુમલો કર એટલે હું તને બતાવી આપું. બાકી–

"રાંક સાથે શી કરવી રાડ, પડતર ખેતરને શી વાડ;
ઉજડ ગામને તે શી ધાડ, રોગ વિના શી જોવી નાડ"

માટે જો તારામાં જોર હોય તો આવી જા, મારી સામે, અને મૂકી દે આ બિચારી ગાયને."

આ સાંભળીને પેલો વાઘ બોલ્યો: "હે રાજા તમે પરદુ:ખભંજન કહેવાઓ છો ત્યારે આ મારા મોંનો કોળીયો તમે કેમ ઝુંટાવી લો છો ? હું આઠ દિવસનો અપવાસી છું. માટે મને આ ગાય મારે ઘેર લઇ જવા દો. તમે દાનેશ્વરી છો તો હું આટલું માગી લઉં છું." વાઘના આવા બોલ સાંભળીને રાજા વિચારમાં પડી ગયા. કોઇ માંગે તેને નિરાશ કેમ કરાય ? પછી વિચાર કરીને તે બોલ્યા કે,

" ભાઇ ! કોઈના જીવને ભોગે મારાથી દાન કરાય નહિ. માટે આ ગાયનું દાન હું તને આપી શકતો નથી. પણ તું ભૂખ્યો છું તેથી મને ખાઈ જા." આ સાંભળી વાઘ બોલ્યો: " એ તો ઠીક છે, પણ ગાય તો ભારે છે અને તમે હલકા છો. ઘેર મારી સ્ત્રી છે, અને પુત્ર છે. એ ત્રણનાં પેટ તમારાથી ભરાય તેમ નથી. માટે મને તો ગાયને જ લઈ જવા દો.

રાજાયે કહ્યું કે,–" ભાઇ, તું થોડીવાર થોભી જાય તો હું મારી સ્ત્રી તથા પુત્રને લઇને જલદી પાછો આવીશ. અમને ત્રણ જણાને ખાઇને તમે ત્રણ જણ ધરાશો. માટે તું હમણાં આ ગાયને છોડી દે."

વાઘ કહે કે, " તમારી રાણી તથા કુંવર કોઇ અહિં મરવા આવવાનું નથી. છતાંયે તમે જાવ. જો તમે બધાયે અહિં આવશો તો હું ગાયને છોડીને તમને લઇ જઇશ."

વિક્રમરાજા તો જલદી ઘેર ગયા. રાણી તથા કુંવરને બધી વાત કહી. કુંવર તો આનંદમાં આવી ગયો અને કહેવા લાગ્યો, કે એવો સુંદર સમય ક્યાંથી હોય કે આપણું શરીર ગાય બચાવવાના કામમાં આવે ? ત્રણે જણા આનંદથી ચાલ્યા. વાઘ પાસે આવી પહોંચ્યા અને ત્રણે જણાયે કહ્યું, કે, " અમને ખાઇને તમારી ભૂખ ભાગો પણ આ ગાયને છોડી દ્યો."

આ વખતે અંતરિક્ષમાં બધા દેવો રાજાનું પારખું જોતા હતા. તેમણે રાજા ઉપર ફુલ નાંખ્યા અને વાઘ હતો તે કામધેનુ ગાયના રૂપનો બની ગયો. પછી કામધેનુયે કહ્યું કે,

" રાજાજી ! આ તો તમારી પરીક્ષા થતી હતી. તેમાં તમને વિજય મળ્યો છે. હું તો કામધેનુ છું. તમને જે ત્રાસ આપ્યો છે તે માટે હું તમારી માફી માગું છું, અને તમોને વરદાન આપું છું કે, આ તમારી ગાય છે તે પણ મારા જ વંશની કામધેનુ છે. એનું ઘી જે ખાશે તેનો રક્તપિતનો રોગ મટી જશે. એનું માખણ આંખમાં આંજશે તેનો અંધાપો જશે. એ ગાયની સેવા કરશે તેને ઘેર છોકરાં થશે. " આ પ્રમાણે વરદાન આપીને કામધેનુ આકાશમાં જતી રહી; અને રાજા, રાણી તથા કુંવર ગાયને લઈ મહેલમાં આવ્યા.

ત્યાર પછી રાજા વિક્રમ સુખે રાજ્ય કરતા હતા. તેવામાં એક દિવસ એક બ્રાહ્મણ દરબારમાં આવ્યો. તેણે રાજાને આશીર્વાદ આપ્યા, અને કહ્યું કે, "રાજાજી, હું કાશીયે કરવત મુકાવા ગયો હતો પણ ત્યાં તો કોઇની ચીઠ્ઠી માગે છે; માટે તમે ચીઠ્ઠી કરી આપો તો હું પાછો જઇને કરવત મુકાવું. "

રાજાએ આ બ્રાહ્મણને એકાંતમાં બોલાવી પૂછ્યું: " ભાઇ, તું કરવત શા માટે મુકાવવાનો છું તે મને કહે. " તેણે થોડી આનાકાની પછી પોતાની વાત કહેવા માંડી.

" મારો બાપ એંશી વરસનો છે, તેને કોઢ થયો છે. મારી મા ઇંઠોતેર વર્ષની છે, તે આંધળી છે. બેન લૂલી છે, અને પૈસા નહિ હોવાથી મારૂં લગ્ન થયું નથી. હું કુંવારો હોવાથી પિતરાઇઓએ મને મહેણાં માર્યાં. એટલે મારાં માબાપે કહ્યું કે દિકરા, તું લગ્ન કરી આવ. આ ઉપરથી હું પરદેશ જવા નિકળ્યો. રસ્તામાં એક રાજાનું ગામ આવ્યું, તેને એક છોકરી કુંવારી હતી. તે બહુ જ રૂપવંતી હતી. હું

તો તે દરબારમાં ગયો, અને રાજાનાં બહુ જ વખાણ કરી આશીર્વાદ આપ્યો. રાજા ખુશ થઇ ગયો અને મને કહ્યું, કે તારે જે જોઇતું હોય તે માગી લે. એટલે મેં પણ નફ્ટ થઇને કહ્યું, કે રાજાજી તમારી કુંવરીના લગ્ન મારી સાથે કરો. આ સાંભળીને દરબારમાં હાહાકાર થઇ ગયો. પણ રાજાજીએ શાંતિથી કહ્યું, કે ભલે હું તેમ કરીશ. પણ હું કહું તે પલ્લું લઇ આવ્ય એટલે હું લગ્ન કરી આપું. પલ્લામાં તેણે ઇંદ્રાણીનો હાર, શેષનાગની સ્ત્રીના કાનની ઝાલ, અને બત્રીસ લક્ષણા પુરૂષનું માથું, એટલાં વાનાં માંગ્યા. મેં પણ તે વાત કબુલ કરી, અને એક વરસનો વાયદો કર્યો. પણ આ ચીજો કાંઇ મારાથી લવાય તેવી હતી નહિ, એટલે હું કાશીએ કરવત મુકાવવા ગયો. પણ ત્યાં તો તમારી ચીઠ્ઠી માગી, એટલે હું અહિં આવ્યો છું.”

વિક્રમરાજાએ આ બ્રાહ્મણની વાત સાંભળી, પછી તેમને એમ લાગ્યું, કે આ દુઃખિયાનું દુઃખ તો ભાંગવું જોઇયે. એટલે એમણે એને કહ્યું કે ભાઇ તું હમણાં મારે ઘેર રહે. હું તને થોડા દિવસ પછી ચીઠ્ઠી કરી આપીશ એટલે તું કાશી જજે. બ્રાહ્મણ તો વિક્રમરાજાને ઘેર રહ્યો. વિક્રમરાજા રોજ ચિંતા કરે છે કે ઇંદ્રાણીનો હાર વગેરે બધું શી રીતે લાવવું! એમણે હરસિદ્ધ માતાનું ધ્યાન ધર્યું. માતાજીએ જણાવ્યું, કે તું કામધેનુ ગાયનું ધ્યાન ધર. એ ગાય તને ઇંદ્રરાજાની પાસેથી હાર અપાવશે. વિક્રમરાજાયે કામધેનુનું ધ્યાન ધર્યું. એટલે તે ગાય સાક્ષાત આવી. વિક્રમરાજાને તેણે વચન આપ્યું, કે હું ઇંદ્રાણીનો હાર તથા શેષ નાગની સ્ત્રીની ઝાલ લાવી આપીશ, અને તે પ્રમાણે આ ચીજો વિક્રમરાજાને મળી.

વિક્રમરાજાયે પછી પેલા બ્રાહ્મણને કહ્યું, કે ભાઈ, હવે તારે કાશીએ જવાની જરૂર નથી. તું આ બે ચીજોને લઈ લગ્ન કરવા જા, અને બત્રીસ લક્ષણા પુરૂષનું માથું હસ્તમેળાપ વખતે આપશે એમ કહેજે. આ હારનું તેજ તથા ઝાલ જોઇને બ્રાહ્મણને ખાત્રી થઇ કે આ ચીજો બરોબર છે. એટલે તે પેલા રાજાને ત્યાં ગયો. આ ચીજો જોઇને તો દરબારમાં પણ બધાની ખાત્રી થઈ, અને તેમણે બ્રાહ્મણની વાત માની. લગ્નની તૈયારી પણ થઈ અને ધામધુમથી ચોરી રચાઇ. હસ્તમેળાપનો વખત થયો એટલે બત્રીસ લક્ષણા પુરૂષનું માથું તે રાજાયે માગ્યું. વિક્રમરાજા અંતરિક્ષે પેલા બ્રાહ્મણની સાથે હતા. તેઓ આ વખતે ઉઘાડા પડયા, અને પેલા રાજાને કહ્યું, કે ભાઇ તારી તરવાર મને આપ એટલે હું માથું તને કાપી આપું. વિક્રમરાજાનું રૂપ જોઇને ત્યાંના બધાને લાગ્યું કે આ કોઇ મોટા માણસ છે, અને પછી પેલા રાજાને તરત જ લાગ્યું કે આ પરદુ:ખભંજન વિક્રમરાજા હોવા જોઇએ. એમના વિના બીજું કોણ કોઈને માટે પોતાના પ્રાણ આપે. આમ વિચારી તેણે પૂછી જોયું કે તમે જ વિક્રમરાજા છો ને? તેમણે હા કહી, એટલે તે ઉઠીને નમ્યો, અને કહ્યું, કે મહારાજા, તમે મારે ત્યાં આવ્યા તે જ આનંદની વાત છે. મારે હવે માથું જોઇતું નથી. જે માણસને તમે આ પ્રમાણે મદદ કરો છો, તે મારો જમાઇ થવાને બધી રીતે લાયક જ હશે, એમ કહીને તેણે પોતાની કુંવરીનો હસ્તમેળાપ પેલા બ્રાહ્મણ સાથે કરાવી આપ્યો.

વિક્રમરાજાએ વરકન્યાને આશીર્વાદ આપ્યો, અને પછી ઘણાં ગામ બક્ષિસ કર્યાં. આ રીતે પેલો બ્રાહ્મણ પૈસાવાળો તો થયો. પણ તેના માબાપનું દુઃખ તેને રહ્યું તે દૂર કરવા માટે પોતાની પાસેની કામધેનુ જેવી જ ગાય તેમણે આ બ્રાહ્મણને આપી દીધી, અને કહ્યું કે તમે એની સેવા કરજો; અને એનાં દુધ માખણ ઘી ખાજો એટલે તમારા પિતાનો કોઢ મટશે, તમારા મા દેખતાં થશે, અને તમારી બ્હેન ચાલી શકશે. પેલા બ્રાહ્મણને આ સર્વ લાભ મળ્યા અને તેણે ખાધું પીધું અને બહુ વર્ષ આનંદ કર્યો.

ગાયનો મહિમા જ આવો છે.

આટલી વાત કહીને સુભગા નામની પુતળી બોલી, કે જ્યારે તમે આવાં પરોપકારનાં કામ કરશો ત્યારે જ આ સિંહાસન ઉપર બેસી શકશો. આમ કહીને તે આકાશમાં ઉડી ગઈ.



વાર્તા ૨૩ મી.

# ભદ્રાભામિનીની વાર્તા.

પુતળીઃ સંકટહરણા.

વાર્તા ૨૩ મી.

# ભદ્રાભામિનીની વાર્તા.

પુતળીઃ સંકટહરણા.

સંકટહરણા નામે–પુતળી વાત કહે છે, અને રાજા ભોજ તે સાંભળે છે. એક મોટું નગર હતું. તે જુદે જુદે સમયે ચાર નામથી ઓળખાતું હતું. કનકાવટી, રૂપવતી, ત્રંબાવટી, અને ખંભાત. આ નગર દરિયાને કીનારે છે. ત્યાં મોટો વેપાર ચાલતો હતો. તે ગામમાં દંતોશા નામે મોટો વેપારી હતો. તેને કસ્તુરચંદ કરીને એકનો એક પુત્ર હતો. દંતોશા મોટો કરોડપતિ હતો, અને તેને ઘેર દરેક જાતનું સુખ હતું. પણ તેનો પુત્ર કસ્તુરચંદ પરણવાની ના પાડતો હતો તેથી શેઠને બહુ દુઃખ લાગતું હતું. કસ્તુરચંદ તો એમજ કહેતો હતો, કે બધી સ્ત્રીઓ ખરાબ હોય છે, માટે કોઈએ સ્ત્રીનો વિશ્વાસ કરવો નહિં. એનાં માતપિતા એને રોજ સમજાવતાં હતાં. તેઓ કહેતાં હતાં, કે તું જે સ્ત્રીને પસંદ કરીશ, તેની સાથે અમે તારાં લગ્ન કરી આપીશું. અંતે કસ્તુરચંદે કહ્યું કે, હું એક દોહરો લખી આપું તેનો ઉત્તર જે સ્ત્રી સંતોષકારક લખી આપશે તેની સાથે હું લગ્ન કરીશ. દંતોશા તો હરખાઇ ગયા. તેમણે પોતાના ગોર ખોખલા પંડયાને બોલાવ્યા. કસ્તુરચંદે તેને દોહરો લખી આપ્યો કેઃ—

"કર ડાબામાં કામની, સંગ વીહારે સુણ;
જેમ કીરણુ દીનકર તણા, રાખી શકે તે કુણ."

ખોખલો પંડયો આ દોહરો લઇને નિકળ્યો. એણે ગામોગામની મુલાકાત લીધી. કુવે સ્ત્રીઓ પાણી ભરતી હોય ત્યાં જઇને પંડયો આ દોહરો બોલે. શેઠ શેઠીયાને ઘેર જઇને બોલે, પણ કોઈ તેનો ઉત્તર આપે નહિં. એ તો બીચારો ફરીફરીને થાકી ગયો, અને કસ્તુરચંદને મનમાં ગાળો દેવા પણ લાગ્યો. અંતે એ ત્રંબાવટી તરફ પાછો ફર્યો. રસ્તામાં ગંધવતી નામે ગામ આવ્યું. ત્યાં એક વાણીયાને ત્યાં વિસામો લેવા બેઠો અને પૂછયું કે, ત્રંબાવટી કેટલે દૂર છે? વાણીયાએ કહ્યું, વીસ ગાઉ. આ સાંભળી પંડયાજીની આંખમાં આંસુ આવ્યાં. તે જોઈને વાણીયાને અચરજ લાગ્યું. એણે પૂછયું કે, ઘેર જતાં તો આનંદ થવો જોઇયે તેને બદલે તમે કેમ રડો છો? ત્યારે પંડયાજીએ બધી વાત કહી. તે વાણીયાની છોકરી ઘરમાં બેઠી બેઠી આ બધી વાત સાંભળતી હતી. આ છોકરી બહુ ચતુર હતી, રૂપાળી હતી, અને કુંવારી હતી. તેનું નામ ભદ્રાભામિની હતું. તેણે પંડયાજીને કહ્યું, તમારા શેઠનો દોહરો મને આપો તો ખરા! પંડયાએ તે આપ્યો. પેલી કન્યાએ તરત જ સુંદર મોતીના દાણા જેવા અક્ષરથી તેનો ઉત્તર તે નીચે જ લખી આપ્યો કેઃ—

"સંગ લઇ સુખે ફરો, છેક ધરીને છાપ;"
"મન અંકુશ હાથ હસ્તિઓ, પોતે આપોઆપ."

પંડયાજી તો આ ઉત્તર જોઇ આનંદ પામ્યા, અને જલદી ત્રંબાવટી ગયા. ત્યાં જઇ પહેલાં તેમણે પોતાની

મુશીબતોનું વર્ણન કર્યું, અને પછી પેલો ઉત્તર કસ્તુરચંદને આપ્યો, તેમજ ઉત્તર આપનાર કન્યાના રૂપનું વર્ણન કર્યું. કસ્તુરચંદને આ ઉત્તરથી બહુ નવાઇ લાગી. એણે ધાર્યું કે આ કોઇ ખરી ચતુર અને મજબુત મનની કન્યા છે. એણે તેની જોડે લગ્ન કરવાનું કબુલ કર્યું. પછી બહુ જ ધામધુમથી કસ્તુરચંદ અને ભદ્રાનાં લગ્ન થયાં. કસ્તુરચંદે ત્યાર પછી પોતાના બાપને કહ્યું કે, " મેં બાધા રાખી છે કે લગ્ન થયા પછી મારે તદ્દન એકલા જાત્રાએ જવું અને પછી જ વહુને ઘેર તેડાવવી. " એમ કહી તે જાત્રાએ જવા નીકળ્યો.

જાત્રાએ જવાનું બહાનું હતું. કસ્તુરચંદ તો સ્ત્રીઓ પ્રત્યે બહુ જ વહેમી હતો. એના મનમાં એમ જ હતું કે કોઇ પણ સ્ત્રી સારી હોય જ નહિં. એટલે તેણે ભદ્રાભામિનીની પરીક્ષા લેવા નક્કી કર્યું. પોતે એક ગરીબ વણોતરના જેવાં કપડાં પહેર્યાં, અને પછી પોતાના સસરા વીરચંદશાને ઘેર ગયો. તેણે કહ્યું કે, " મારૂં નામ દુબળીશા છે. હું દંતોશાનો મુનિમ હતો, પણ મારે અને તેમને જરા મતભેદ થયો તેથી મેં તેમની રજા લીધી છે. જો તમે મને રાખો તો અહીં રહેવાની ઇચ્છા છે. મારૂં કામ જોઇને પછી પગાર ઠરાવજો. " વીરચંદશાએ એને ખુશીથી પોતાને ત્યાં રાખ્યો અને પોતાની છોકરીને પણ એ વિશે વાત કરી.

ભદ્રાભામિની ઘણી જ ચતુર હતી. એને વહેમ પડયો કે આ દુબળીશા જરૂર કસ્તુરચંદ હશે અને પોતે સ્ત્રીઓ તરફ અવિશ્વાસ રાખે છે, એટલે મારી પરીક્ષા કરવા સારૂ જ આવ્યા હશે. પણ તેણે એ વાત મનમાં જ રાખી. દુબળીશા

ત્યાં રહ્યો. ગામમાં ઉતારો રાખ્યો, અને પૈસાના જોરથી બધાંયે સુખ મેળવ્યાં. જેની પાસે પૈસો છે, તેને શેની ખોટ? પૈસાથી માણસ ડાહ્યો ગણાય છે. બધાં તેનાં સગા થવા આવે છે. પૈસાથી તેને માન મળે છે. એટલે દુબળીશાને કાંઇયે દુઃખ પડયું નહિં.

એમ કરતાં કરતાં એક દિવસ લાખો નામે એક વણજારો પાંચ લાખ પોઠ ભરીને માલ લઇને આવ્યો. દુબળીશાને આ વાતની ખબર પડી. એટલે વીરચંદશાને કહ્યું કે શેઠ, કમાવાનો આ સરસ વખત છે. માટે લેવાય તેટલી પોઠ લઈ લ્યો. વીરચંદશાએ કહ્યું કે, "એ લાખો કોઇને ઉધાર માલ નથી આપતો એટલે આપણાથી બહુ તો પચાસ પોઠ લઇ શકાશે." આટલી વાત કરીને દુબળીશા તો ચાલ્યો. તે લાખા પાસે ગયો અને કહ્યું કે, મારે તો તારી પાંચ લાખ પોઠો લઇ લેવી છે." એમ કહી તેણે બહુ જ સસ્તો ભાવ ઠરાવ્યો અને પછી પોતાની પાસે ખરા હીરાની એક બહુ જ કીમતી પહોંચી હતી તે લાખાને બાનામાં આપી. લાખો તો પહોંચી જોઇ જ રહ્યો. આશરે નવ લાખ રૂપીઆની કીમતની એ પહોંચી હશે. દુબળીશાએ કહ્યું કે, "હમણાં આ પહોંચી તમે રાખો અને કાલે જ માલ ગામમાં પહોંચાડો. તમે જશો તે પહેલાં તમને પુરેપુરાં નાણાં આપી દઇશ અને મારી પહોંચી હું પાછી લઇશ." બપોર થતાં તો ગામના વેપારીઓ લાખા પાસે માલ લેવા આવ્યા. કોઈયે દસ, વીસ, પચાસ, કે સો, પોઠ માંગી. પણ લાખાએ કહ્યું કે, "દુબળીશાએ

બધી જ પોઠો વેચાતી લઇ લીધી છે." આ સાંભળી સૌ હસવા લાગ્યા, અને બોલ્યા કે, એનાં નાણાં કેવી રીતે પતશે? પણ લાખાએ ઠંડે પેટે કહ્યું કે, એ વિચારવાનું કામ મારૂં છે, તમારૂં નથી.

વીરચંદશાએ જ્યારે જાણ્યું કે દુબળીશા તો બધી જ પોઠો ખરીદી લાવ્યો છે. ત્યારે એ બહુ ચીઢાયો. માથું કુટયું અને કહ્યું કે આણે તો દેવાળું કઢાવ્યું. પણ દુબળીશાએ તેને બહુ ધીરજ આપી, અને કહ્યું કે, તમે હમણાં કાંઈ જ બોલશો નહિં. ગામના વેપારીઓ છેવટે દુબળીશા પાસે ગયા, અને કહ્યું કે, ભાઇ અમને થોડો થોડો માલ તો આપો. ત્યારે તેણે કહ્યું કે, "એ માલ તો બધો જ ત્રંબાવટીથી વહાણમાં બંગાળા મોકલવાનો છે, એટલે અહીં આપી શકાશે નહિં. છેવટે બધા વેપારીઓએ બહુ વિનવણી કરી, મહાજન ભેગું કર્યું; અને કહ્યું કે જો માલ આ પ્રમાણે બારોબાર જાય તો ગામ લોકને દુઃખ પડે અને વેપારીઓની રોજી જાય. અંતે એમ ઠર્યું કે દર પોઠ દીઠ સવા રૂપીઓ નફો લઇને દુબળીશાએ બધી જ પોઠો ગામના વેપારીઓને વહેંચી આપવી. આ રીતે એક જ દિવસમાં વીરચંદશા સવા લાખ રૂપિયા કમાયા. એટલે તે તો દુબળીશા ઉપર બહુ જ પ્રસન્ન થયા. હવે એ જે કહે તે કરવું એમ તેમણે નક્કી કર્યું; અને પોતાની સ્ત્રી તથા પુત્રીને પણ તેમ કહ્યું.

નામ તો દુબળીશા હતું પણ કામ જબરૂં કર્યું, માટે નામથી કોઇએ છેતરાવું નહિં.

**નામ ધરાવ્યું દુબળી, કર્યું મોટેરૂં કામ;**
**અર્થે ઘર ભરી આપીયું, ઠાલો નહિં કો ઠામ.**

આ પ્રમાણે રૂપ કે નામથી રાચવાનું નથી, પણ માણસના ગુણથી રાચવાનું છે.

ગુણની આગળ ભૂપ, સરીખા રહે કર જોડી;
ગુણની આગળ રૂપ, જુવે નિત્ય આધું ઓઢી.
ગુણની આગળ ગર્થ, ઘણેરા ફેરા ખાયે;
ગુણની આગળ દાતાર, માન માંગવા જાયે.
ગુણનાં માન ઘણાં કરે, જે માન નહી ભૂપને;
સામળ કહે ગુણે રાચજો, રખે રાચો કોઇ રૂપને.

અને તેજ પ્રમાણે કોઈ પણ માણસનું નામ સરસ હોય તેથી લોભાઇ ના જવું. કહ્યું છે કે:—

"હાથી નામ કહેવાય, બીહે ઉંદરને સાદે,
"કપુર" કાળો હોય, "સામળો" સુંદર વાદે;
"રૂપો" હોય કરૂપ, "ભૂષણ" માં દૂષણ ઝાઝા,"
"કૃપાલ રાખે કૂડ, "ભુપત" વગાડે વાજાં;
"આશા" ઇચ્છા ઓલગ કરે, કલંક "નિર્મળ શીર ચઢે,
ફોગટ ફરે કંઇ "જોઇતા" સામળ નામને શું અડે.

લાખા વણઝારાએ પણ જોયું કે આ દુબળીશા બહુ હોંશિયાર માણસ છે. એટલે તેણે એની દોસ્તી કરી, અને એ બે જણાની દોસ્તી બહુ જ વધી ગઈ. લાખો રોજ દુબળીશાને મળવા વીરચંદશાને ત્યાં જવા લાગ્યો. દુબળીશાએ ચાલાકીથી ભદ્રાભામિની તરફ લાખાનું ધ્યાન ખેંચ્યું. લાખા વણઝારાની નજર બગડી. એણે કહ્યું "દોસ્ત! એ છોકરી સાથે મારો મેળાપ કરાવી આપે તો તું કહે તે તને આપું." હવે દુબળીશાએ પોતાનો લાગ સાધ્યો. એણે જોયું કે ભદ્રાભામિનીની પરીક્ષા કરવાનો આ ઠીક સમય છે.

એટલે તેણે વીરચંદશાને સમજાવ્યા તથા લાલચમાં નાખ્યા, અને કહ્યું કે, "તમારી દીકરી સંગીત અને નૃત્યમાં બહુ પ્રવીણ છે. જો લાખાને જરા ખુશ કરશે તો તમે સહેજમાં કરોડપાત થઇ જશો." યુક્તિથી ધીમે ધીમે દુબળીશાએ આ વાત વીરચંદશા પાસે કબુલ કરાવી, અને બાપે પોતાની દીકરી પાસે કબુલ કરાવી.

ભદ્રાભામિની તો સમજી ગઇ હતી કે આ મારી પરીક્ષા થાય છે. તેણે પણ નક્કી કર્યું કે હું મારી હોંશીયારી બતાવી આપીશ. નક્કી કરેલી રાત્રે લાખો આવ્યો. દુબળીશા એક ગુપ્ત સ્થળે સંતાઇને બધું જોતો હતો. લાખાને ભદ્રાભામિનીએ આવકાર આપ્યો. પછી પોતે સુંદર સંગીત શરૂ કર્યું, અને પાનબીડાં તેને આપ્યાં. આ બીડાંમાં કેફી પદાર્થ હતા, એટલે લાખાને કેફ ચઢયો અને સંગીતને લીધે તે બેભાન જ થઇ ગયો. ભદ્રાભામિનીએ તેને ઉંચકાવીને ગામના ઉકરડામાં નંખાવો દીધો. બીજે દિવસે સવારે પોતાની સ્થિતિથી તે બહુ શરમાઇ ગયો. તેમજ ભદ્રાભામિનીનાં રૂપ, ગુણ, અને ચતુરાઇથી તે દિંગ થઈ ગયો. તેના મનમાં આવ્યું કે આ અવતારે તો નહિં, પણ આવતે અવતારે એ સ્ત્રી મળે તે માટે હું કાશીયે જઇને કરવત મુકાવી આવીશ. એમ વિચારી પોતાના ભાઇને પોતાનો વેપાર સોંપી તે ગુપચુપ કાશીએ જવા નિકળ્યો.

દુબળીશાએ ભદ્રાભામિનીની ચતુરાઇ જોઇ અને બહુ જ આનંદ પામ્યો. છતાંયે તેણે હજી પણ વધારે પરીક્ષા લેવાનું નક્કી કર્યું, અને વીરચંદશાહને ત્યાં નોકરી ચાલુ રાખી. પછી

એક દિવસ એકાંતમાં તે ભદ્રાભામિની પાસે ગયો, અને કહ્યું કે, મને તો તારા વિના ચેન નથી પડતું. લાખા વણઝારાની માંગણી તેં કબુલ કરી હતી, તે તો હું જાણું છું, અને તેવો જ લાભ તું મને આપીશ, તો હું તને મોટું ઇનામ આપીશ. ભદ્રાભામિની મનમાં તો સમજી ગઇ કે આ મારી પરીક્ષા ચાલે છે. પણ મોંઢે તેણે હા કહી. રાત્રે દુબળીશા બનીઠનીને આવ્યા. ભદ્રાની દાસીએ તેમને બેસાડયા. પછી ભદ્રાએ યુક્તિ કરી. તેણે સાક્ષાત્ માતાજી જેવો વેશ કર્યો. કપાળે સિંદુરની આડ, માથે મુગટ, છુટા વાળ, કંકુવાળી હથેળીયો અને હાથમાં અણીદાર ત્રિશુળ. પછી વિકાળ આંખો કરીને તે એકદમ દુબળીશા તરફ ધસી આવી. એકાએક આવું સ્વરૂપ જોઇને દુબળીશા ગભરાઇ ગયો અને બીકથી નમી પડયો. પછી બહુ બહુ માફી માંગીને ત્યાંથી જતો રહ્યો.

આ બનાવથી કસ્તુરચંદને પોતાની સ્ત્રીની પવિત્રતા વિશે ખાત્રી થઇ. પછી વીરચંદશાની રજા લઇને પોતાને ગામ જવા નિકળ્યો. ઘેર જઇને પોતાના બાપને કહ્યું કે મારી જાત્રા પુરી થઇ ગઇ છે માટે હું મારી સ્ત્રીને તેડવા જાઉં છું. એમ કહીને તે સુંદર વહેલ જોડીને એકલો જ નીકળી પડયો અને જલદી સાસરે પહોંચ્યો. અત્યારે તેના રૂપરંગ અને હાડ એટલા તો ફેરવાઇ ગયા હતા, કે કોઇ તેને ઓળખી શકયું નહિં. થોડા દિવસ સાસરાની મહેમાનગીરી ચાખીને, ભદ્રાભામિનીને લઇને તે ત્રંબાવટી જવા નીકળ્યો.

રસ્તામાં એક વેરાન જગા આવી. કસ્તુરચંદ અને ભદ્રાભામિની બે એકલાં હતાં. કસ્તુરચંદ રથ હાંકતો હતો,

અને ભદ્રા અંદર પડદામાં બેઠી હતી. એટલામાં એના પગનું ઝાંઝર પડી ગયું. રથ પુર વેગથી દોડતો હતો, અને ભદ્રાએ કસ્તુરચંદને ઝાંઝર પડી જવાની વાત કરી. એટલામાં તો, કેટલુંએ છેટું કપાઇ ગયું. ભદ્રાએ કહ્યું કે આ ઝાંઝર મારી બાયે આપ્યાં છે, એટલે તમે ગમે તેમ કરીને તે શોધી લાવો. કસ્તુરચંદે રથ ઉભો રાખ્યો અને તે ઝાંઝર ખોળવા ચાલ્યો.

જે જગ્યાએ ઝાંઝર પડી ગયું હતું તે જગ્યાએ જ એક લુંટારો સંતાઇ બેઠો હતો. તેણે ઝાંઝર પડતું જોયું, અને તરત જ બહાર નિકળી તે લઈ લીધું, અને પછી ઝાડીમાં સંતાતો સંતાતો તે રથ તરફ ગયો. તેણે કસ્તુરચંદને પાછો જતો જોયો, પછી થોડી જ વારમાં તેણે પડદામાં હાથ ઘાલીને ભદ્રાને ઝાંઝર આપ્યું. ભદ્રાએ તો જાણ્યું કે કસ્તુરચંદે જ તે આપ્યું. પછી તે લુંટારો રથ ઉપર ચડી બેઠો અને રથ પોતાની ગુફા તરફ ભર જંગલમાં હાંકી ગયો.

કસ્તુરચંદે તો બહુ શોધ કરી પણ ઝાંઝર જડયું નહિં. અંતે નિરાશ થઇને તે પાછો ફર્યો. આવીને જુવે છે તો રથ મળે નહિં. એણે ભદ્રાને બૂમો પાડી પણ ઉત્તર મળ્યો નહિં. પછી રથનો ચીલો જોયો. પણ તે રસ્તો કાપીને ઝાડીમાં અદૃશ્ય થઇ ગયેલો જણાયો. આડીઅવળી બહુ તપાસ કરી પણ કાંઇ પત્તો મળ્યો નહિં. અંતે એ થાકયો, અને આવું મોં લઇને ઘેર જવું તે ઠીક લાગ્યું નહિં. હવે એને બહુ પસ્તાવો થયો. ભદ્રા જેવી સતી સ્ત્રીની કસોટી કરીને વિયોગ વેઠયો, તે બહુ ખોટું કર્યું એમ તેને લાગ્યું, અને સ્ત્રીઓ પોતે શુદ્ધ હોય છે એવી તેની ખાત્રી થઇ. તેને લાગ્યું કે

હવે આ જન્મમાં ભદ્રા મળવી મુશ્કેલ છે, માટે કાશીએ જઇને કરવત મુકાવીશ, અને આવતે જન્મે ભદ્રાભામિના મળે એમ માંગણી કરીશ. એમ વિચારી તે કાશી તરફ ચાલ્યો.

પેલો લુંટારો તો ભદ્રાને લઇને ધીચ જંગલમાં આવ્યો. પછી તેણે ભદ્રાને નિહાળી, એને જોઇને તે ધનનો લોભ ભૂલી ગયો. તેના રૂપ ઉપર તે મોહ પામ્યો. તેણે ભદ્રાને કહ્યું, કે હું વનનો રાજા છું. જો તું મારી સાથે રહીશ તો તને સર્વ પ્રકારનું સુખ આપીશ. ભદ્રા તો અત્યાર સુધી એમજ જાણતી હતી કે કસ્તુરચંદ જ રથ હાંકે છે. પણ તેણે જ્યારે લુંટારાને જોયો ત્યારે બહુ જ ભય પામી. તેને બહુ બહુ વિનવણી કરી, ધનનો લોભ બતાવ્યો, ઇનામની લાલચ આપી, અંતે પોતાના સસરાનું નામ દઇને ભય બતાવ્યો; ધમકી આપી, પણ બધું જ નિરર્થક. જે માણસ મોહમાં અંધ બન્યો હોય, તે કાંઈ બીજી વાત સાંભળે!

પરંતુ આ વખતે એક અણધાર્યો બનાવ બન્યો. તે ગામનો રાજા શિકાર કરવા નિકળ્યો હતો. તેણે દૂરથી આ રથ જોયો. એટલે એ તરફ ધસી આવ્યો. તેને આવતો જોઇને ભદ્રાને હિંમત આવી, અને તેણે રાજાની મદદ માંગી. રાજાએ પેલા લુંટારાને પકડયો અને બધી હકીકત પુછી. પરંતુ ભદ્રાનું રૂપ જોઇને તે પોતે જ મોહ પામ્યો. તેણે વિચાર્યું કે આ રથ અને બળદ નગરશેઠના છે. તેને સૌ ઓળખશે, અને જો તેમ થાય તો હું આ સ્ત્રી મેળવી શકું નહિં તેથી તેણે પેલા લુંટારાને ઉપર ઉપરની ધમકી આપી, અને કહ્યું, કે જા, તેં આ સ્ત્રીનો જીવ બચાવ્યો છે, તેના બદલામાં

તને આ રથ અને કીમતી બળદો ભેટ આપું છું. તે લઇને તું મારૂં રાજ્ય છોડી ચાલ્યો જા. જો મારા રાજ્યમાં પકડાઇશ તો હું તને સખ્ત સજા કરીશ. આટલું કહીને રાજાએ ભદ્રાને પોતાના ઘોડા ઉપર જ બેસાડી દીધી અને પોતાના એક એકાંત મહેલ તરફ ઘોડાને મારી મુક્યો.

લુંટારો નિરૂપાય હતો, હથીઆરથી સજ્જ અને બળવાન રાજા સામે થવાની તેની શકિત નહોતી, એટલે તે કાંઇ કરી શકયો નહિં. પણ ભદ્રાના રૂપમાં તે લીન થઇ ગયો હતો. તેને હવે શુદ્ધિ આવી. એણે મનમાં વિચાર કર્યો કે, મારે આવું પાપી જીવન શા માટે ગાળવું જોઇએ ? જો આના જેવી સ્ત્રી સાથે લગ્ન કરીને હું પ્રમાણિક જીંદગી ગાળું તો કેવો સુખમાં રહી શકું ! પરંતુ હવે આ ભવમાં તો તે બની શકે નહિ. માટે હું મારૂં પાપ ધોવા કાશીએ જઇશ, અને ત્યાં કરવત મુકાવીને માંગીશ કે આવતે જન્મ મને આ સ્ત્રી મળે. એમ વિચારી આ ક્રૂર લુંટારો પણ, નમ્ર જાત્રાળુની માફક કાશીએ ચાલ્યો.

રાજા ભદ્રાને એકાંત મહેલમાં લઈ ગયો. પછી તેની હજુરમાં વિશ્વાસુ દાસીઓ મુકી, અને દરેક જાતનાં સુખ વૈભવનાં સાધનો તેની આગળ મુક્યાં. પણ ભદ્રાભામિની જેવી પવિત્ર સ્ત્રીને કાંઇ આથી સુખ મળે ? રાજાએ પોતાની સાથે લગ્ન કરવાનું તેને કહ્યું. તેમજ પટરાણી બનાવવા માટે વચન આપ્યું. ભદ્રાએ વિચાર કર્યો કે રાજા સાથે તો કળથી કામ લેવું પડશે. તેથી તેણે કહ્યું કે, “રાજાજી ! પેલા લુંટારાની બીકને લીધે મહાદેવજીની એકાંતમાં મહાપુજા

કરવાની મેં બાધા રાખી છે. પ્રથમ હું પુજા કરીશ, અને પછી આપ ફરમાવશો તેમ વર્તીશ." આ વાતથી રાજા પ્રસન્ન થયો અને તેણે શિવાલયમાં ભદ્રાને મોકલવાનો બંદોબસ્ત કર્યો. પણ સાથે સાથે દાસીઓને સાવધાન રહેવાની આજ્ઞા કરી.

ભદ્રાભામિની દેવળના અંદરના ભાગમાં ગઇ એટલે તેણે દાસીઓને બહાર જવા કહ્યું. દાસીઓએ પણ બહાર જઇ બહારથી બારણાં વાસી દીધાં. ભદ્રાએ તે અંદરથી વાસ્યાં. પછી તેણે ખરા મનથી શિવની સ્તુતિ કરી, અને શિવજીનું લિંગ ઝાલીને બહુ જ કાકલુદીથી તેની સાથે માથું અફાળ્યું. આ વખતે શિવજીનું લિંગ હાલ્યું હોય એમ તેને લાગ્યું. એટલે તે ચતુર સ્રીએ તેને ખુબ હલાવ્યું. એમ કરતાં તેને પેચ હોય એમ લાગ્યું. આ પેચ ફેરવ્યા એટલે તરતજ એક ગુપ્તદ્વાર ઉઘડયું અને ભોંયરૂં દેખાયું. તરતજ તે ભોંયરામાં ઉતરી ગઇ અને છુપું દ્વાર બંધ કર્યું એટલે લિંગ પાછું હતું તેમ ગોઠવાઇ ગયું.

ઘણા વખત સુધી ભદ્રા બહાર ના આવી એટલે રાજા શિવાલયે આવ્યો. તેણે બારણા ઉઘાડવા માંડયાં તો તે અંદરથી બંધ હતાં. જોર કરીને તેણે તે તોડાવી નાંખ્યાં. અંદર જઇ જુવે છે તો શિવાલય ખાલી. તે બહુ જ ગુસ્સે થયો. દાસીઓને ધમકાવી. પણ પછી તેને લાગ્યું કે પ્રજાની વહુ બેટી તરફ કુદ્દષ્ટિ કરવાથી પોતાને આ સજા મળી. ભદ્રાને દેવદેવીઓ ઉપાડી ગયા હશે. આ ખ્યાલથી તેને બહુ જ પસ્તાવો થયો. પણ ભદ્રાનો મોહ છુટયો નહિં. અંતે

તેણે પણ વિચાર કર્યો કે હું કાશીએ જઇને કરવત મુકા-વીશ, અને આવતે જન્મ મને ભદ્રા મળે તેવી પ્રાર્થના કરીશ. આમ ધારીને તે રાજા પણ કાશીએ જવા નીકળ્યો.

આ રીતે ભદ્રાને બીજા જન્મે પરણવાની ઇચ્છામાં ચાર જણા કાશીએ કરવત મુકાવવા ગયા.

ભોંયરામાં ભદ્રાભામિની ઉતરીને ચાલી, તે બરોબર પોતાના સસરાની હવેલીમાં જ પહોંચી. અસલના વખતમાં નગરશેઠની હવેલીયે જવાનો આ છુપો માર્ગ હતો, અને ભદ્રાના સસરા તો તે જાણતા પણ હતા. પરંતુ જુવાન રાજાને તેની ખબર નહિં હોય. ભદ્રા ત્યાં પહોંચી તેથી સૌને બહુ નવાઇ લાગી. ભદ્રાએ એમ કહ્યું, કે કસ્તુરચંદ શેઠ તો મને અહીં મોકલી જાત્રાએ ગયા છે. કસ્તુરચંદના વિચિત્ર સ્વભાવથી બધા જાણીતાં હતાં, એટલે તેમણે આ વાત માની.

પેલા ચાર જણા ભદ્રાભામિનીનું સ્મરણ કરતા કરતા કાશીએ પહોંચ્યા. ત્યાં એમ બન્યું કે કરવત મુકનારને ત્યાં ચારે જણા એક જ વખતે ભેગા થઇ ગયા. ત્યાં આગળ દરેકને પોતપોતાની હકીકત કહીને પોતાની ઇચ્છા જાહેર કરવી પડે છે, અને તે પછી જો કરવત મુકાવે તો બીજે જન્મે તે ઇચ્છા ફળે છે. પ્રથમ લાખા વણઝારાએ હકીકત કહી, એટલે કસ્તુરચંદે તરત કહ્યું, કે ભાઇ! તમે નકામા મરતા નહિં. પછી પોતે જ દુબળીશા હતો એમ કહ્યું, અને પોતાની હકી-કત જણાવી. એટલે પેલો લુંટારો બોલી ઉઠયો કે, હે ભાઇ! તમો શોક ના કરો. એ બાઇનું ઝાંઝર મને મળ્યું હતું, અને હું જ તેને લઇ ગયો હતો. એટલે પેલો રાજા બોલી

ઉચર્યો કે, લુંટારા પાસેથી તો તે બાઇને હું લઈ ગયો હતો, પણ પછી તે મહાદેવજીના મંદિરમાં અલોપ થઈ ગઇ. આ વાત સાંભળીને કસ્તુરચંદ બહુ આનંદ પામ્યો. એણે કહ્યું કે, રાજાજી! મારી સ્ત્રી સલામત હોવી જોઇયે. કારણ કે ગુપ્ત રસ્તો છે, તે એણે શોધ્યો હશે. માટે ચાલો હવે તો જલદી આપણે પાછા વળીયે.

ચારે જણે દોસ્તી બાંધી, અને કસ્તુરચંદને ત્રણે જણાયે કહ્યું કે, ભાઇ! તમારી સ્ત્રી તો અમારી બહેન છે. પછી રસ્તામાં આનંદ કરતા કરતા ચારે જણા પોતાને ગામ આવી પહોંચ્યા, અને બધાયે કસ્તુરચંદને ઘેર જ રહ્યા. ત્યાં ભદ્રાએ તેમની બહુ સારી સેવાપરોણાગત કરી, અને પછી સૌ પોતપોતાને ઘેર ગયા. ત્યાર પછી ભદ્રા અને કસ્તુરચંદ સુખચેનથી રહેવા લાગ્યા.

પરંતુ ત્યાર પછી લોકોમાં કસ્તુરચંદની વાતો થવા લાગી. વેપારીનો દીકરો આળસમાં દિવસ ગાળે તે ખોટું કહેવાયું. આ વાત ભદ્રાને કાને પણ આવી. એટલે ભદ્રાએ કસ્તુરચંદને કહ્યું, કે આપકમાઇથી માણસનું માન જળવાય છે, માટે તમારે જાતે કાંઇ વેપાર ખેડવો જોઇયે. કસ્તુરચંદને ગળે આ વાત ઉતરી અને એણે જાવા જવા માટે વહાણ ભરવાની તૈયારી કરી. પરંતુ ભદ્રાથી જુદા પડતાં તેનો જીવ ચાલતો નહોતો. તેણે નિકળતાં નિકળતાં પણ ભદ્રાને કહ્યું, કે લાગ મળશે તો હું ગુપચુપ એકાદ રાત પણ તને મળવા આવી જઇશ.

માતપિતાની રજા લઇને કસ્તુરચંદ નિકળ્યો. પછી ભદ્રાને

પતિવિયોગથી બહુ દુઃખ થવા લાગ્યું; પણ ઉપાય નહોતો. કેટલોએક વખત ગયા બાદ એક રાત્રે કસ્તુરચંદ ગુપચુપ ભદ્રાની મેડીએ આવી પહોંચ્યો. તેણે કહ્યું, કે એક દિવ્ય હંસની કૃપાથી હું તને મળવા આવી શકયો છું. મારા વહાણ ભરદરિયે છે, અને મારે સૂર્ય ઉગતાં પહેલાં તો જતાં જ રહેવું પડે તેમ છે, નહિં તો હંસરાજ ઉડી જાય. ભદ્રા તથા કસ્તુરચંદે તે થોડો સમય બહુ જ આનંદમાં ગાળ્યો. પછી તરતજ જુદાઇ આવી. જતાં જતાં કસ્તુરચંદે કહ્યું કે, હંસરાજે મને વરદાન આપ્યું છે, કે તને એક પુત્ર અવતરશે, અને તે જ્યારે છીંક ખાશે ત્યારે તેના મોંમાંથી એક એક રત્ન પડશે. આટલું કહીને તે ચાલી ગયો.

ત્યાર પછી કેટલાએક માસ વીતી ગયા. દરમિયાન સાસુ અને નણંદે ભદ્રાભામિનીની નિંદા કરવા માંડી. ધણીની ગેરહાજરીમાં સાસુ નણંદ ભદ્રાનું વાંકું બોલે તેમાં શી નવાઇ! અંતે વાત વધી પડી, અને ભદ્રાને કુલટા ઠરાવીને ઘરમાંથી બહાર કાઢી મુકવામાં આવી. તે બિચારી અથડાતી કુટાતી પોતાના બાપને ઘેર ગઇ. પણ ત્યાંએ તેને કુલટા ધારીને કોઇયે સંઘરી નહિં. અંતે જંગલમાં જઇ તેણે આપઘાત કરવાનો વિચાર કર્યો પણ હું બેજીવવાળી છું. બંનેનો ઘાત શા માટે કરવો જોઇયે? વળી જીવતી હોઇશ તો ફરી સુખ પામીશ. મને પુત્ર આવશે. પછી તો તેની છીંકમાંથીયે રત્ન મળશે અને મારૂં દળદર ફીટશે. માટે આપઘાત તો ના જ કરવો જોઇયે. એમ વિચારી તેણે વનમાં એક ઝાડ ઉપર વાસ કર્યો. દિવસે આસપાસથી ફળફળાદિ કંદમૂળ

ખાય, અને પછી ઝાડમાં સંતાઇ રહે. નગરશેઠની પત્નીએ આમ દુઃખે દિવસ કાઢવા માંડયા.

થોડા દિવસમાં એજ જંગલમાં લાખો વણઝારો પોઠો લઇને આવ્યો. તેણે ભદ્રાવાળા ઝાડ નીચે જ પોતાનો મુકામ કર્યો. લાખા સાથે તેનું સ્ત્રીમંડળ પણ હતું. લાખાએ જોયું કે ઝાડ ઉપર કોઇ માણસ છે. પ્રથમ તો તેને બીક લાગી કે કોઈ જક્ષણી કે વંત્રી હશે. પરંતુ ભદ્રા ઝાડ ઉપરથી નીચે આવી. તેણે લાખાને ઓળખ્યો. પણ દુઃખથી એ તો એવી બદલાઇ ગઈ હતી કે લાખો એને ઓળખી શક્યો નહિં. ભદ્રાયે કહ્યું, લાખાભાઇ, તમને અત્યારે ભગવાનેજ મને બચાવવા મોકલ્યા હોય તેમ લાગે છે. એમ કહી પોતાની હકીકત કહી. લાખાએ પણ એને ધીરજ આપી અને બ્હેન ગણીને પોતાની સાથે રાખી.

પરંતુ લાખાની સાથે જે સ્ત્રીમંડળ હતું તેમને આ વાત ગમી નહિં. અત્યારે તો આ બાઇને લાખો બ્હેન કહે છે; પરંતુ આપણે તેને ઓળખતાં નથી. તે રૂપાળી છે, છતાંયે આવા વનમાં ભટકે છે અને વળી ગર્ભવતી છે. આમ એમના મનમાં બહુ શંકા આવી એટલે ગમે તે ઉપાયે આ બાઇને સાથે ન રાખતાં દૂર કરવાનો તેમણે નિશ્ચય કર્યો. ફરતાં ફરતાં લાખાનો મુકામ ઠગપુર પાટણ ગામમાં આવ્યો. અહીંના લોકો બહુ લુચ્ચા હતા, અને રાજા લુચ્ચાઓનો સરદાર હતો. એટલે આ ગામમાં ભદ્રાને સાથમાંથી દૂર કરવાનો સ્ત્રીઓએ વિચાર કર્યો. તેઓએ ગામની મુખ્ય વારાંગનાને ગુપચુપ તેડાવી અને કહ્યું, કે અમારા સાથમાં એક રૂપાળી

સ્ત્રી છે. તે લાખાજીને જંગલમાંથી મળી છે. અમને તે પસંદ નથી, માટે તું કોઈ પણ ઉપાયે એ સ્ત્રીને કબજે લઈ લે.

ગુણકાને તો આ વાત બહુ ગમી. તેણે ભદ્રાને ગુપચુપ જોઇ લીધી, અને પછી રાજાને ફરિયાદ કરી કે મારી એક દાસી ઘરેણું લઇને નાસી ગઇ છે. તે ગર્ભવતી છે તથા રૂપાળી પણ છે. મારાં માણસો મેં તેને ખોળવા મોકલ્યા હતા તેઓએ એને અમુક જંગલમાં જોઇ હતી. પણ ત્યાર પછી મને ખાતમી મળી છે કે લાખા વણઝારાની પાસે એ છે, માટે મને તે પાછી અપાવો. ગુણકા રાજાની માનીતી હતી એટલે આ બધી હકીકત રાજાએ સાચી માની અને લાખાજીને પકડી મંગાવ્યો. ભદ્રાનું વર્ણન મળ્યું. લાખાજીના માણસોએ કહ્યું, કે તે અમુક જંગલમાં ઝાડ ઉપર છુપાયલી હતી. એટલે રાજાએ ગુણકાની હકીકત સત્ય માની, અને લાખાજીનો દંડ કરી, તેમને હદપાર કર્યા. આ રીતે ભદ્રા ગુણકાના કબજામાં ગઇ.

ગુણકાએ તેને તો પ્રથમ બહુ માનથી રાખી, અને એની ખુશામત કરવા માંડી. ભદ્રાએ હાથે રસોઈ કરવાનું માંગી લીધું, અને કહ્યું કે બાઈ જો મને બાળક પ્રસવે ત્યાં સુધી એકાંતમાં રાખશો તો, વખત આવતાં હું તમને તેનો બદલો આપીશ. આ સાંભળી ગુણકા હસી, પણ કાંઇ બોલી નહિં. ભદ્રાએ આ દિવસો બહુ જ ચિંતામાં ગાળ્યા. સમય થતાં તેને પુત્ર આવ્યો. તે બહુ જ રૂપાળો હતો, અને તેનું મોં બરોબર કસ્તુરચંદને મળતું આવતું હતું. પુત્રને જોઇ ભદ્રાને બહુ જ હરખ થયો. તેને છીંક આવતી હતી ત્યારે

બે રત્ન પડતાં હતાં આ રીતે બધી નિશાની મળી રહી. હવે પેલી ગુણકાએ ભદ્રાને કહ્યું કે, તમે નાચવાનું અને ગાવાનું કામ શીખો. આમ મફતનું તમને ખવડાવવું મને પાલવે નહિ. તમારા છોકરાને નોકર રાખશે. ભદ્રાયે આ ઉપરથી કરગરીને કહ્યું કે, છોકરો દોઢ મહિનાનો થવા દો, પછી હું તમે કહેશો તેમ કરીશ.

એવામાં એક દિવસ એક બ્રાહ્મણ તે ગુણકાના ઘર પાસેથી જતો હતો. એણે પરદુઃખભંજન વિક્રમના ગુણ ગાયા. આ સાંભળી ભદ્રાને વિચાર આવ્યો કે જો વિક્રમરાજા ખરેખર પરદુઃખભંજન હશે તો મને બચાવશે. માટે મારી હકીકત તેમને જણાવવી જોઇયે. એમ વિચારી તેણે પોતાની હકીકત એક કાગળમાં લખી, અને પછી પેલા બ્રાહ્મણ સાથે ઘરની જાળીમાંથી વાત કરી. બ્રાહ્મણને એક રત્ન આપ્યું, અને કહ્યું કે, તમે પરદુઃખભંજન વિક્રમરાજાને આ સંદેશો આપજો, અને જવાબ લાવશો તો હું બીજું રત્ન આપીશ. બ્રાહ્મણને પણ આ બાઇની દયા આવી અને તે આ સંદેશો લઇને ગયો.

ભદ્રાભામિની આ પ્રમાણે દુઃખ અને ચિંતામાં હતી તે સમયે તેને દુઃખ દેનાર સાસુ નણંદ પણ સુખમાં રહી શક્યાં નહિં. ત્રંબાવટી નગરીના રાજાની શેઠ ઉપર ઇતરાજી થઈ અને તેમને લુંટીને દેશપાર કર્યાં.

કસ્તુરચંદ શેઠે પરદેશમાં બહુ ધન પેદા કર્યું, અને તે પાછા ફરતા હતા તેવામાં એક ગામમાં તે સરત રમ્યા. તેમાં સામી તરફથી લુચ્ચાઈ થઇ, અને તેઓ બધું ધન હારી ગયા.

કસ્તુરચંદ ભટકતા ભટકતા પોતાને ગામ ગયા. પૈસા વિના માણસનું તેજ પણ જતું રહે છે. વળી તેમનો વેશ પણ વિચિત્ર થઈ ગયો હતો. એટલે ત્રંબાવટીમાં એમને કોઈએ ઓળખ્યા નહિં. ત્યાં તપાસ કરતાં ખબર પડી કે ભદ્રાને તો માતપિતાએ કાઢી મુકી હતી, અને પછી રાજાએ ઘરબાર લુંટી લઈને તેનાં માબાપને દેશપાર કર્યાં હતાં. એ સૌ ક્યાં હતાં તે કોઈ જાણતું નહોતું. આ ખબર સાંભળીને કસ્તુરચંદને બહુ જ દુઃખ થયું, અને તે ગામ છોડીને જતો રહ્યો. ભરજંગલમાં આવતાં આપઘાત કરી મરી જવાનો તેને વિચાર આવ્યો. પરંતુ આ વખતે યાદ આવ્યું કે, "જીવતો નર ભદ્રા પામશે," જો જીવતો હોઈશ તો બધુંયે આવી મળશે. આપઘાત કરવો એ તો કાયરનું કામ છે. એમ વિચારી તેણે મનમાં ધીરજ ધરી અને ગામપરગામ ફરવા માંડ્યું. કહ્યું છે કે,–

**" જીવે જો નિર્ધન, કોઈ દીન ધનને પામે,**
**" જીવે જો દુઃખી દેહ, વેદના કોઇ દીન વામે;**
**" જીવે જો વાંઝીયો, કોઇ દીન પ્રગટે પુત્ર,**
**" જીવે જો કોઇ રાંક, સારૂં પામે ઘરસુત્ર;**
**" જીવતો નર ભદ્રા પામશે, મુઆ પછી કો નહિ મળે;**
**" આ તકમાં જો ટાળો કરો, કોઇ દિવશ ઇશ્વર ફળે;.**

ભદ્રાભામિનીએ મોકલેલો બ્રાહ્મણ કેટલેક દિવસે ઉજ્જન આવી પહોંચ્યો. ભદ્રાભામિનીના સંદેશાથી વિક્રમરાજાને બહુ જ દયા આવી અને તે પરદુઃખભંજન રાજા એકદમ બહુ જ ઉતાવળી સાંઢણી પર બેસીને પેલા બ્રાહ્મણ સાથે ઠગપુર પાટણ ગયા. ત્યાં જઈને તેમણે ભદ્રાભામિનીવાળા

મકાનની સામે જ મુકામ કર્યો. પેલી ગુણિકાએ રાજાની સાંઢણી જોઇ અને તેની નજર બગડી. કોઇ પણ ઉપાયે આ સાંઢણી લઈ લેવાની તેણે ઇચ્છા કરી. રાજા વિક્રમને તો ત્યાં કોઇ ઓળખે તેમ નહોતું. એટલે ગુણકાએ એમને બોલાવવા દાસી મોકલી. વિક્રમરાજા ત્યાં ગયા. પેલી બાઇએ બહુ હાવભાવ કરીને તેમને રીઝવવા પ્રયત્ન કર્યો. પણ રાજાએ કાંઇ દાદ આપી નહિં. ત્યારે તે ગુણિકાએ કહ્યું કે, આપણે હારજીતની કાંઇ રમત કરીયે, જો તમો હારો તો મને સાંઢણી આપો, અને હું હારૂં તો તમે જે માંગો તે આપું. રાજાએ આ વાત કબુલ કરી. રમતાં રમતાં ગુણકાએ કપટ કર્યું પણ ચતુર રાજાએ તે પકડ્યું. એકદમ તેનો હાથ પકડ્યો અને કહ્યું, કે તેં આ કપટ કર્યું તે માટે રાજ-દરબારથી તને સજા કરાવીશ. ગુણિકા ગભરાઈ ગઇ અને નમી પડી; ત્યારે રાજાએ તેને કહ્યું કે ભદ્રા નામની તારે ત્યાં જે સ્ત્રી છે તેની ખરી હકીકત મને કહે અને તે બાઇને મારી સાથે આવવા દે. ગુણિકાએ બધી ખરી વાત કહી દીધી. પછી રાજા ભદ્રાને તથા બાળકને લઇને ગયા અને તેમને પોતાના મહેલમાં રાખ્યાં.

કસ્તુરચંદ ફરતો ફરતો ઉજ્જન આવી પહોંચ્યો. હવે તે બહુ જ કંટાળી ગયો હતો અને તેને વિચાર આવ્યો કે હું વિક્રમરાજાની મદદ લઇને ભદ્રાને ખોળું. પણ પછી ધાર્યું કે એમાં તેઓ શી મદદ આપશે. પછી મહાકાળેશ્વરના મંદિરમાં બેશીને તે મહાદેવની પ્રાર્થના કરતો હતો. એટલામાં વિક્રમ-રાજા પોતે જ ત્યાં નિત્યપુજા કરવા આવ્યા. તેમણે આ દુઃખી

માણસને તેનું દુઃખ પુછ્યું. પ્રથમ તો પોતાનું ધન કપટથી લુંટાયું હતું તે વાત તેણે કહી. એટલે રાજા વિક્રમ તેની સાથે તે જગ્યાએ જવા તૈયાર થયા.

બન્ને જણુ જ્યાં કસ્તુરચંદનું ધન ગયું હતું ત્યાં આવ્યા. હારજીતની રમત રમનારાઓ મોટે ભાગે કપટી હોય છે. વિક્રમરાજા ત્યાં ગયા અને રમત રમવાની ઇચ્છા કરી. રમતાં રમતાં તેમણે તેમનું કપટ પકડયું પણ ત્યાંના રાજદરબારમાં વિક્રમરાજા ઓળખાઇ ગયા. ત્યાંનો રાજા તેમને નમ્યો. કપટીઓને હદપાર કર્યાં અને કસ્તુરચંદને તેનું બધું ધન પાછું અપાવ્યું.

પછી રાજાએ કસ્તુરચંદને કહ્યું કે, ચાલો, હું તમને તમારા ગામ સુધી પહોંચતા કરૂં. તે વખતે કસ્તુરચંદને રડવું આવ્યું. રાજાને તો બહુ જ આશ્ચર્ય લાગ્યું, અને રડવાનું કારણ પૂછ્યું. ત્યારે કસ્તુરચંદે પોતાની તથા ભદ્રાભામિનીની બધી વાત કહી. આ વાત સાંભળી રાજા બહુ આનંદ પામ્યા, અને કસ્તુરચંદને પોતાની સાથે જ લઇ ગયા, અને પોતાના મહેલમાં એકાંત સ્થળે ઉતારો આપ્યો. પછી તેમણે પૂછ્યું કે ભદ્રાભામિનીની નિશાની આપો અને તમારા શરીરની ખાસ નિશાની હોય તે કહો. આ બધું જાણી લીધા પછી ભદ્રાભામિનીને તેમણે શુભ સમાચાર આપ્યા અને પછી કસ્તુરચંદ ભદ્રાભામિનીને તથા પોતાના પુત્રને મળ્યો. આ રીતે “ જીવતો નર ભદ્રા પામશે ” એ કહેવત અક્ષરે અક્ષર ખરી પડી.

વિક્રમરાજાની મદદથી કસ્તુરચંદે પોતાનાં માતપિતાને ખોળી કાઢયાં અને પછી તેઓ પોતાને ગામ ગયા. રાજા વિક્રમને હવે કસ્તુરચંદ સાથે દોસ્તી થઇ હતી અને ભદ્રાભામિનીને તો તેમણે પોતાની પુત્રી કરીને સ્થાપી હતી. એટલે તે પણ તેમની સાથે જ ગયા. તેમણે ત્રંબાવટીના રાજા પાસેથી તેમનું બધું ધન પાછું અપાવ્યું, અને રાજા પણ પોતાના માઠા કામ માટે હવે બહુ પસ્તાયો. તેણે પણ તેમની સૌની માફી માંગી. ત્યાર પછી તેઓ સૌ બહુ સુખી થયા.

**જીવતો પામે રાજ, જીવતો પરણે નારી,**
**જીવતો બેસે અશ્વ, થાય જીવતો વેપારી;**
**જીવતો માંડે જગન, સુકીર્તિ જીવતો સાહે,**
**જીવતો પહેરે નંગ, જીવતો લાણું સાહે;**

**વહાલાંનો હોય વિજોગીયો, તે સંજોગી થાય છે,**
**પણ મુઆ કોઇ દેખે નહિ, સામળભટ ગુણ ગાય છે.**

વિક્રમરાજાના પરાક્રમની વાત કહીને તે પુતળી બોલી કે, હે ભોજરાજા ! જે આવાં પરાક્રમનાં કામ કરશે, તે જ આ સિંહાસન ઉપર બેસશે; એટલું કહીને તે આકાશમાં ઉડી ગઇ.



વાર્તા ૨૪ મી.

# ગોટકાની વાર્તા.

પુતળીઃ ચંદ્રવદની.

## વાર્તા ૨૪ મી.

# ગોટકાની વાર્તા.

### પુતળી : ચંદ્રવદની.

ભોજરાજા વળી પાછો સિંહાસન ઉપર બેસવા ગયો, ત્યારે ચંદ્રવદની નામે ચોવીસમી પુતળી બોલી ઉઠી, મહારાજ! આ સિંહાસન ઉપર બેસવા માટે તો રાજા વિક્રમ જેવાં પરોપકારના કાર્ય કરવાં જોઈએ. પછી ભોજરાજાના પુછવાથી તેણે વિક્રમરાજાના પરોપકારની નીચેની વાર્તા કહી:—

એક વાર વિક્રમરાજા રાત્રે નગરચર્ચા જોવા નીકળ્યા હતા. ફરતા ફરતા પ્રધાનના મહેલ પાસે આવ્યા. ત્યાં તેમણે એક કૌતક જોયું. પ્રધાનની જુવાન કુંવારી પુત્રી, બહાર નીકળી. તેણે સુંદર શણગાર સજ્યા હતા, અને એકલી તે ચાલવા લાગી. તેને જોઇને રાજાને બહુ નવાઇ લાગી, અને તેઓ ગુપચુપ તેની પાછળ ગયા. તે છોકરી નગરશેઠને ઘેર જઇને ઉભી રહી. ત્યાં જઇને તેણે બારણે ટકોરા માર્યા. એટલે નગરશેઠના જુવાન છોકરાએ બારણાં ઉઘાડયાં. પછી બન્ને જણાં તે છોકરાના ઓરડામાં ગયાં. પરંતુ ત્યાં ગયા પછી તે છોકરો વિચારમાં પડી ગયો, અને બોલ્યો: બાઇ, તમે પાછાં તમારે

ઘેર જાવ. જ્યાં સુધી જાહેરમાં આપણાં લગ્ન થાય નહિ, ત્યાં સુધી આપણે આમ મળવું જોઇએ નહિ. ત્યારે પ્રધાન-પુત્રી બોલીઃ મેં તમને આવા બીકણ નહોતા જાણ્યા. જો એમજ હતું તો આજે શિવમંદિરે વાયદો શા માટે કર્યો. પહેલેથી જ કહ્યું હોત તો હું અડધી રાત્રે એકલી બહાર નીકળત નહિ. ત્યારે તે યુવાન બોલ્યોઃ મેં તને કહ્યું તો ખરૂં, પણ પછી વિચાર કરતાં મને લાગ્યું કે આ કામ ખોટું છે. વિક્રમરાજા રાત્રે નગરમાં ફરે છે. તે જો આ વાત જાણે તો આપણને સખ્ત સજા કરે. માટે આપણે પ્રથમ લગ્ન કરવા પ્રયત્ન કરવો જોઇયે. આ બધી વાત પેલી સ્ત્રીને ગળે ઉતરી નહિ. તેણે કહ્યું કે વિક્રમરાજાની શી દરકાર છે. હું એને લેખામાં ગણતી નથી. તું કહે તો કાલ સ્હવારે એનું માથું લાવીને અહિં હાજર કરૂં. આ બોલ સાંભળીને નગરશેઠના દીકરાને બહુ રીસ ચઢી, અને બોલ્યો કે જે દિવસે વિક્રમ-રાજાનું માથું લઇને આવો તે દિવસે મારા ઘરમાં પગ મુકજો. અત્યારે તો એકદમ ચાલી જાવ. તે કન્યા રીસમાં ને રીસમાં તે ઘરમાંથી ચાલી ગઇ.

વિક્રમરાજાએ આ બધી વાત સાંભળી હતી, અને આ સ્ત્રી પોતાનું માથું મેળવવાને કેવા પ્રયત્ન કરશે તે જોવાની તેમને બહુ હોંશ થઇ. એટલે તેઓ એની પાછળ પાછળ જ ગયા. તરત તો તે સ્ત્રી પોતાને ઘેર ગઇ, અને પરોઢમાં વ્હેલી ઉઠી, ને શહેર બ્હાર ચાલી નીકળી. અહીં એક સિદ્ધ પુરૂષ નદી કીનારે તપ કરતો હતો, તે બન્ને પગે પાંગળો હતો. તે મોટો તપસ્વી છે એવી ગામમાં વાત ચાલતી હતી. પેલી

બાઇ આ સિદ્ધ પુરૂષની પાસે ગઇ. ત્યાં જઇને તેની બહુ સેવા કરી. એટલે સિદ્ધ પુરૂષે પુછ્યું: બ્હેન તારે શું જોઇએ છે ? જે જોઇયે તે માંગી લે. એટલે તે સ્ત્રી બોલી: મહારાજ, મારે તો રાજા વિક્રમનું માથું જોઇયે છે. આ સાંભળીને તે સિદ્ધ તો ગભરાયો. પણ બોલેલું વચન કેમ ફેરવાય, એમ વિચારી તે બોલ્યો બાઇ તું મને કાલે પાછી મળજે. ત્યાં સુધીમાં આ કામ કેવી રીતે કરવું તેનો વિચાર કરી રાખીશ.

નગરશેઠના પુત્રને નરભેદાસ કરીને એક મિત્ર હતો. તેણે પોતાના મિત્ર પાસેથી રાતની બધી વાત જાણી. આ નરભેદાસ રાજાની એક રાણીને બહુ જ ચાહતો હતો. પરંતુ મહેલમાં તેનો પ્રવેશ થવો પણ મુશ્કેલ હતો, અને રાણી તો બીચારી આ વાત જાણતી પણ નહોતી. નરભેદાસે જ્યારે જાણ્યું કે પ્રધાનપુત્રીએ વિક્રમનું માથું છેદવાનો નિશ્ચય કર્યો છે, ત્યારે તેને બહુ આનંદ થયો. એને લાગ્યું કે રાજા વિક્રમ ન હોય તો જ હું રાણીને મળી શકું—એમ વિચારી એ પ્રધાનપુત્રીને મળ્યો. તેણે કહ્યું મને રાતની બધી વાત ખબર છે. રાજાનું માથું કાપવામાં તમારે મારી જે કંઇ મદદ જોઇયે તે આપવા હું તૈયાર છું. પ્રધાનપુત્રીને તો આ સાંભળીને આનંદ થયો. તેણે કહ્યું કાલે મારી સાથે સિદ્ધને ત્યાં આવજો. એટલે આપણે આ સંબંધી કંઇ યુક્તિ કરીશું.

આ વખતે ઉજ્જન નગરના એક ગરીબ લત્તામાં કંઇક જુદો જ બનાવ બનતો હતો. એક ચોરના ઘરમાં એક સ્ત્રી કલ્પાંત કરતી હતી, અને તેના અઢાર વર્ષના પુત્રને ઠપકો આપતી હતી. તે કહેતી હતી કે: તને ઉછેરીને આટલો

મોટો કર્યો છે તે તારા બાપનું વેર લેવાને માટે. તારા બાપને વિક્રમરાજાએ ભરબજારમાં શુળીએ ચઢાવ્યો હતો. માટે જ્યારે વિક્રમરાજાનું માથું લાવીને તું મારા મોં આગળ મુકે ત્યારે જ તેનું વેર વળે. છોકરો આ સાંભળીને બહુ જ ઉશ્કેરાઇ ગયો. તેણે કહ્યું, કે ગમે તેમ કરીને કાલે રાતે હું રાજાનું માથું તારી આગળ લાવીને મુકીશ.

બીજે દિવસે નરભેદાસને લઇને પ્રધાનપુત્રી સિદ્ધની પાસે ગઇ. રાજા વિક્રમ પણ આ બધું કૌતુક ગુપ્ત રીતે જોતા હતા. બન્ને જણા જઇને સિદ્ધને નમ્યાં. સિદ્ધ બોલ્યા: તમે બહુ જ ખોટો ઇરાદો રાખ્યો છે. હજીએ તમારો વિચાર બદલો તો સારૂં. હું તો વચનથી બંધાયો છું એટલે તમને મદદ કરીશ. મારી પાસે એક ગોટી અથવા ગોટકો છે. તે મોંમાં મુકીને જ્યાં જવું હોય ત્યાં જઇ શકાય છે. તે હું તમને આપીશ. પણ હજી તમે વિચાર કરો. ત્યારે પ્રધાન-પુત્રી બોલી: મહારાજ ! મારો વિચાર ફરનાર નથી. પરંતુ આપ અપંગ છો એટલે જો તમારી ગોટી મારા આ મિત્રને આપશો, તો એ બધું કામ કરી આવશે, અને હું તમને તમારા વચનથી છુટા કરીશ. સિદ્ધે કહ્યું કે ગોટી તો આપું પણ મને તે કાલે પાછી મળવી જ જોઇયે. તે કન્યા બોલી: ગોટી આપવાનું હું માથે લઉં છું. જો ગોટી તમને ન આપું તો હું તમારી દાસી થઇને રહીશ. આ વચન સાંભળીને સિદ્ધે પ્રધાનપુત્રીને ગોટી આપી. તે રાત્રે ગોટી મોંમાં મુકીને નરભેદાસ રાણીના ઓરડામાં પહોંચ્યો. રાણી તો નિરાંતે ઉંઘતી હતી. રાજા વિક્રમ ત્યાં પધાર્યા નહોતા. રાણીને આમ એકલી

જોઇને નરભેદાસ ભાન ભૂલ્યો. રાણી માટેનો તેનો મોહ તાજો થયો,અને રાણીનું સુંદર મુખ નીરખતો તે પલંગ ઉપર બેસીરહ્યો.

પેલો ચોરનો પુત્ર રાજાનું માથું લેવાના નિશ્ચયથી મોડી રાત્રે મહેલમાં પહોંચ્યો, અને ઘણી જ હોંશીયારીથી ચોકીદારોની નજર ચુકાવીને, રાણીના ઓરડા સુધી પહોંચ્યો. ત્યાં તેણે નરભેદાસને બેઠેલો જોયો. તેણે જાણ્યું કે આ વિક્રમરાજા જ છે. તે ગુપચુપ ઓરડામાં પેઠો, અને તેણે એક જ ઝટકે નરભેદાસનું માથું કાપી નાખ્યું, અને તે લઇને પાછો ચાલ્યો. વિક્રમરાજા આ નવો બનાવ જોઇને અચંબાથી પેલા ચોરની પાછળ ગયા.

રાણી આ ગરબડાટથી જાગી ઉઠી, અને ધડ વગરનું મડદુ જોઇને બહુ જ બ્હીની. તેણે તરતજ રક્ષકોને બુમ મારી, અને આ બધું શું છે તે પુછ્યું તથા વિક્રમરાજાને આ વાતની ખબર કરવા જણાવ્યું. રક્ષકો ઘણા ગભરાઇ ગયા, અને તપાસ કરવા લાગ્યા. પરંતુ કાંઇ પત્તો ખાધો નહિ.

વિક્રમરાજાએ તે ચોરનું ઘર જોઇ લીધું. પછી પ્રધાનપુત્ર શું કરે છે તે જોવા ગયા. જે વખતે પેલા ચોરે નરભેદાસનું માથું કાપી નાખ્યું, તે વખતે એના મોંમાંથી પેલી ગોટી બહાર પડી ગઇ. આ ગોટી પછી વિક્રમરાજાને મળી આવી.

આખો દિવસ નરભેદાસ આવ્યો નહિ, એટલે પ્રધાન-પુત્રી તો બહુ શોકમાં પડી ગઇ. એક તો રાજાનું માથું ન મળ્યું, અને વળી ગોટી પણ ગઇ. પરંતુ તે વચનની સાચી હતી. એટલે તે સિદ્ધની પાસે ગઇ, અને બધી હકીકત

કહી દીધી, અને કહ્યું કે બદલામાં હું તમારે ત્યાં રહીશ. આ વાત સાંભળીને સિદ્ધ તો રડવા લાગ્યો. તેમણે કહ્યું બહેન, હું તો અપંગ છું. ગોટીને આધારે જ મારૂં બધું કામ ચાલતું હતું. હવે તો ગોટી વગર હું અહિંને અહિં રીબાઈને મરી જઇશ. તું તો તારે ઘેર જા. આ જંગલમાં રહેવાનું તારૂં કામ નથી. પ્રધાનપુત્રીએ સિદ્ધને બહુ જ આશ્વાસન આપ્યું, અને કહ્યું કે રોજ તમારી સંભાળ લેવા આવીશ, અને તમારે માટે સર્વ વસ્તુઓ લાવીશ. એમ કહીને એ પણ શોક કરતી ઘેર ગઇ.

નગરશેઠનો પુત્ર પ્રધાનપુત્રીને ચાહતો હતો, અને તેના વગર દુ:ખી હતો. નરભેદાસ ગુમ થઇ જવાથી તેના ઘરના માણસો પણ બહુ જ દુ:ખી હતા. પ્રધાનપુત્રી તો એવડી દુઃખી હતી. પોતાનું કામ સર્યું નહિ અને સિદ્ધ તથા નરભેદાસ પોતાને લીધે દુ:ખી થયા. ચોરની મા માથું જોઇને પ્રથમ તો આનંદ પામી. પણ પછી તેને બહુ શોક અને ભય થયો. પોતાના વેરની ખાતર પ્રજાના પાળનારાને મારી નંખાવ્યો તેથી તેને દુ:ખ લાગવા માંડયું. તથા આ દુષ્ટ કામ માટે પોતાનો છોકરો પકડાઇ જશે એવી બીક પણ લાગી. આ રીતે તે પણ દુ:ખી થઇ.

આ બધાનું દુ:ખ જોઇને વિક્રમરાજાને પણ દુ:ખ થયું. પ્રથમ તો તેઓ ચોરને ઘેર ગયા, અને પેલી બાઈને કહ્યું કે: બાઇ તારા છોકરાએ ભુલ કરી છે. વિક્રમ તો હું છું. મારે બદલે તેણે બીજા કોઇનો જીવ લીધો છે. માટે તું એ માથું મને આપ. હું તને મારૂં માથું આપવા તૈયાર

છું. આ વાત સાંભળીને તે સ્ત્રી બહુ આનંદમાં આવી ગઈ. તે સ્ત્રી રાજાને પગે પડી; અને બોલી મહારાજ, મારો ગુન્હો માફ કરો. આ કામથી મને બહુ જ પસ્તાવો થતો હતો અને તમે સલામત છો તે જાણી મને નિરાંત થઇ છે. આ માથું તમે લઇ લો અને તમારા પુણ્યથી એ બિચારાને જીવતો કરો. આજથી મારા છોકરા પાસે ચોરીનો ધંધો મુકાવી દઈશ, અને અમે સૌ મહેનત મજુરી કરીને પેટ ભરીશું.

આ માથું લઇને વિક્રમરાજા માતા હરસિદ્ધને મંદિરે ગયા, અને પોતાના મહેલમાંથી મળી આવેલું શરીર પણ ત્યાં મંગાવ્યું. માતાજીની બહુ પ્રાર્થના કરી તેમણે નરભેદાસને જીવતા કરવાની વીનવણી કરી. માતાજી પ્રસન્ન થયાં અને તેને જીવતો કર્યો. તેણે ઉઠીને રાજાને પ્રણામ કર્યા, અને બહુ બહુ માફી માંગી, અને બોલ્યો: રાજાજી હું તમારો જીવ લેવા આવ્યો હતો. મારા ઉપર કૃપા કરીને મને જીવતો કરવામાં, તમે બહુ જ મોટું મન દેખાડયું છે. ફરીથી હું આવા દુષ્ટ કામની કલ્પના પણ નહિ કરૂં, અને તમારો દાસ થઇને રહીશ. આમ કહી એ પોતાને ઘેર ચાલી ગયો.

પછી રાજા નગરશેઠના પુત્રની પાસે ગયા. તે જુવાન પ્રધાનપુત્રીને બહુ જ ચાહતો હતો. રાજાએ તેને તેના પ્રેમની વાત પુછી. તે બોલ્યો: જો મારાં લગ્ન પ્રધાનપુત્રી સાથે થાય તો જ હું જીવીશ નહિ તો સંસાર છોડી ચાલ્યો જઇશ. રાજાએ તેને ધીરજ આપી, અને પછી તેના પિતાને મળ્યા,

અને કહ્યું કે તારા છોકરાનું લગ્ન પ્રધાનપુત્રી સાથે કર. પહેલાં તો નગરશેઠે આનાકાની કરી પણ પછી રાજાના આગ્રહથી તેમજ પોતાના પુત્રનું મન જોઈને તેણે તે વાત કબુલ કરી.

રાજા હવે સિદ્ધની પાસે ગયા, ત્યાં પ્રધાનપુત્રી તેની સેવા કરતી હતી, અને છતાંયે તે સિદ્ધ ગોટી માટે કલ્પાંત કરતો હતો. રાજાએ તે સિદ્ધને પુછયું: મહારાજ! આ ગોટીને માટે તમે આટલો કલ્પાંત કેમ કરો છો ? સિદ્ધે કહ્યું: ભાઇ આજથી ત્રીજે દિવસે મારૂં મોત છે, અને જો મૃત્યુ સમયે નર્મદા નદીમાં સ્નાન કરૂં તો મારે ફરી જન્મ લેવો ન પડે. જો મારી પાસે ગોટી હોત તો હું નર્મદા કીનારે જઈ શકત. આ સાંભળી રાજાએ કહ્યું, કે હું તમને યોગ્ય સમયે નર્મદા કીનારે પહોંચતા કરીશ એમ કહી તેમણે પેલી ગોટી સિદ્ધને બતાવી.

આ ગોટી જોઇને પ્રધાનપુત્રી તો બહુજ આનંદમાં આવી ગઇ. તે રાજાને પગે પડી અને કહ્યું કે મહારાજ તમે મને આજે જીવતદાન આપ્યું છે. રાજાએ કહ્યું કે એ તો ઠીક છે પણ લગ્ન સંબંધી તારો શો વિચાર છે? ત્યારે તે બોલી: હું તો મારા મનથી નગરશેઠના પુત્રને વરી ચુકી છું. જો તે મને સ્વીકારશે તો ઠીક છે. નહિ તો હું બીજા કોઇ જોડે લગ્ન કરનાર નથી. પછી વિક્રમરાજાએ કહ્યું કે તારા લગ્ન માટે મેં નગરશેઠ અને તેના દીકરાની મંજુરી મેળવી છે. માટે તું કાંઇ ચિંતા કરીશ નહિ, અને સુખેથી ઘેર જા. પ્રધાનપુત્રીએ આ સાંભળી રાજાનો બહુ ઉપકાર માન્યો અને આનંદથી પોતાને ઘેર ગઇ.

આ રીતે વિક્રમરાજાએ ચોરની મા, પ્રધાન પુત્રી, નગરશેઠનો પુત્ર, અને નરભેદાસ એ સૌના દુઃખ દૂર કર્યા. પછી તે સિદ્ધની જોડે નિરાંતે વાતે વળગ્યાં, અને સિદ્ધને પુછયું, તમે નર્મદા કીનારે મરવાની ઇચ્છા શા માટે કરો છો ? ત્યારે તે સિદ્ધ બોલ્યા: શાસ્ત્રમાં નર્મદા નદીનું મહાત્મ્ય ઘણું ગણાય છે. પુરાણની અંદર ઘણાએ દાખલા આપેલા છે. તેમાં નર્મદા નદીને લીધે ઘણા પાપીઓ તરી ગયા છે. ચાણુકય કરીને એક રાજા હતો. તે બહુ જ દુષ્ટ હતો. તેના રાજ્યમાં બધાને બહુ જ દુઃખ હતું. લોકો પાસેથી પૈસા લુંટી લેવામાં આવતા હતા, અને કોઇ નિરાંત જીવે રહી શકતું નહોતું. તેના પાપનો પોકાર છેક ધર્મરાજાના દરબાર સુધી પહોંચ્યો હતો, અને ત્યાં સૌએ કહેતા હતા કે આને માટે તો નર્કમાં પણ ખાસ જગ્યા કરવી પડશે. એક દિવસ કાગરૂષિ નામે મોટા રૂષિ એ રાજાના દરબારમાં જઇ પહોંચ્યા. રાજાએ તેમને આસન આપ્યું, અને પુજા કરી. રૂષિએ રાજાને કહ્યું: ભાઈ! મારી પુજા કર્યાથી તારૂં કાંઇ વળે તેમ નથી. તું બહુ જ પાપી છું અને તારા પાપથી સ્વર્ગના દેવો પણ થરથરી ગયા છે. આ સાંભળી ચાણુકય રાજાની આંખ ઉઘડી. તેને બહુ જ પસ્તાવો થવા માંડયો અને બોલ્યો: મહારાજ ! થવાનું હતું તે થઇ ગયું છે. હવે તો એ પાપ નિવારણ કરવાનો ઉપાય બતાવો, અને ફરીથી કોઇ દિવસે હવે હું એવા પાપ નહિ કરૂં. કાગરૂષિએ કહ્યું: ખરા મનથી પસ્તાવો કરીને તું આજથી જ સુધરી જાય અને નર્મદા નદીમાં સ્નાન કરે તો તને સ્વર્ગ મળે.

આ સાંભળી રાજાને બહુ સંતોષ થયો, અને તરત જ તે ૠષિને લઇને નર્મદા તટે ગયો. ત્યાં ૠષિએ તેને વિધિપૂર્વક સ્નાન કરાવ્યું. ત્યાર પછી તે રાજાએ ઘણા વર્ષો સુધી સારી રીતે રાજ્ય કર્યું અને જ્યારે તે મરી ગયો ત્યારે તેને માટે ખાસ વિમાન આવ્યું અને તે સ્વર્ગે ગયો.

તે સિદ્ધે કહ્યું કે આવા તો બીજા ઘણાયે દાખલા છે. નર્મદાને કીનારે રામકુંડ છે અને સીતાવાડી પણ છે. જેટલું પુણ્ય ગંગા નદીમાં સ્નાન કરવાથી થાય છે, તેટલું પુણ્ય તો નર્મદાના દર્શનથી થાય છે. માટે મારે તો નર્મદા કીનારે જ મરવું છે. વિક્રમરાજાએ તે સિદ્ધને કહ્યું: તમારૂં મરણ થાય પછી આ ગોટીનું શું કરશો ? ત્યારે સિદ્ધ બોલ્યા: તમારા જેવા પરદુ:ખભંજન રાજાને આ ગોટી આપી જવાની મારી ઇચ્છા છે; ત્યારે વિક્રમરાજા બોલ્યા: મહારાજ ! તમે જો મારા ખોળામાં સુઇ રહો, તો હું ગોટીના પ્રભાવથી નર્મદા તીરે તમને લઇ જાઉં. ત્યાં તમારૂં મોત થાય પછી તમારી ઉત્તરક્રિયા કરીને, ગોટી લઇને હું પાછો આવું. સિદ્ધે આ વાત કબૂલ કરી, અને બન્ને જણા નર્મદા તીરે ગયા. રાજાએ અને સિદ્ધે ત્યાં સ્નાન કર્યા પછી નિમેલે વખતે સિદ્ધનું મોત થયું. વિક્રમરાજાએ તેમની બધી ઉત્તર ક્રિયા કરી, અને પછી પોતે ગોટી લઇને પાછા ફર્યા.

આ પ્રમાણે વિક્રમરાજા જેવા પરદુ:ખભંજનનાં કામ જે કરશે, તે આ સિંહાસન ઉપર બેસશે. એમ કહીને તે પુતળી આકાશમાં ઉડીને ચાલી ગઇ.

વાર્તા ૨૫ મી.

# જોગણની વાર્તા.

પુતળીઃ સુગંધા.

વાર્તા ૨૫ મી.

# જોગણની વાર્તા.

પુતળીઃ સુગંધા.

સુગંધા નામની પુતળીયે રાજા ભોજને નીચેની વાત કહીઃ—

એક વાર ઉજ્જન શહેરમાં એક તંબોળીની દુકાને એક ગાંડા જેવો માણસ આવ્યો. તે કાંઇ કામ ધંધો કરતો નહોતો, અને આખો દિવસ મસ્તાન થઇને ફર્યા કરતો હતો. એની વાત આખા ગામમાં થવા માંડી, છેવટે રાજદરબારે પણ પહોંચી. વિક્રમરાજાને આ ઉપરથી એને મળવાનું મન થયું. તેથી એક વાર રાત્રે એકાંતમાં એની પાસે તે ગયા. એને જોતાં તે કાંઈ ગાંડા જેવો લાગતો નહોતો. વિક્રમ રાજાએ જોયું તો આ માણસ બત્રીસ લક્ષણો દેખાયો. પછી વિક્રમ રાજાએ એની સાથે માયાથી વાત કરી, અને એની હકીકત પૂછી. રાજાની માયા જોઇને એ માણસનું ગાંડપણ પીગળી ગયું. એણે કહ્યું કે "હું તો એક દુઃખી માણસ છું. પણ ગમે તેને મોંયે પોતાના કુળની વાત ઉઘાડવી, તે સારૂં નથી. કહ્યું છે કે,—

**દેશ નહિ કુળ લાજ, ધન બાપનું ખુએ,**
**નમે વેરીને પાય, દુષ્ટ આગળ દુઃખે રૂવે;**

દુઃખનું કહે કલંક, ભાલે બાપીકો બાળે,
દે સજ્જનને દુઃખ; છીદ્ર પોતાનું ખોલે;
આધીન થઈ જે અન્ન જમે, લાજ મરજાદા નવ રહે,
કવિ સામળ સાચું કહે, લોક કપુત તેને કહે.

માટે મારે કપુત થઈને તમારે મોંયે મારી વાત કહેવી નથી.” પરંતુ વિક્રમ રાજાયે એને બહુ જ આગ્રહથી વિનંતિ કરી એટલે છેવટે તેણે પોતાની વાત કહેવા માંડી.

રત્નવંતી નામે એક નગર છે. તેનો રાજા રત્નરાય છે. એ બહુ જ સારો રાજા હતો. હું તેનો કુંવર છું. મારા પિતાને એક બીજી મારી ઉમરની રાણી હતી. પણ તે સારી નહોતી. તે મારા ઉપર વેર રાખતી હતી. તેથી તેણે એક વાર રાજાના મનમાં મારા વિષે ખોટું ભરાવ્યું. એટલે રાજાએ પ્રધાનને હુકમ આપ્યો કે કોઇ ના જાણે તેમ કુંવરનો જીવ લેવો. મને તો આ વાતની કાંઇ જ ખબર પણ નહોતી. પ્રધાન બહુ ચતુર હતો. તે મને સમજાવીને પોતાને ઘેર લઇ ગયો, અને રાજધાનીથી દૂર એક નાના ગામમાં પોતાની હવેલી હતી, ત્યાં રાખ્યો. રાજાને એણે કહ્યું કે કુંવરને મારી નાંખ્યા છે. એણે બહુ દિવસ મારી તપાસ રાખી, અને એણે જાણ્યું કે મારામાં કાંઇયે અપલક્ષણ નથી, ત્યારે એણે મને રાજાના કોપની વાત કહી ને ચેતવણી આપી કે મારે ઉઘાડા પડવું નહિ. એણે મને પોતાની કુંવરી સાથે પરણીને ત્યાં જ છુપા રહેવાનું કહ્યું. પણ એમ ઘરજમાઇ રહેવાનું મને ગમ્યું નહિં. તેથી રાત પડતાં હું એક ઘોડો લઇને દૂર દેશ જતો રહ્યો.

તે પછી એક ઠેકાણે ઝાડ નીચે હું બેઠો હતો. ત્યાં જોતાં મારી નજરે એક ઝાંઝર પડયું. એ ઝાંઝર કોનું હશે તેની તપાસ કરવા હું જરા આજુબાજુ જોવા ગયો. ત્યાં થોડે દૂર એક અત્યંત રૂપાળી સ્ત્રી એક સાંઢણી આગળ ઉભી હતી. ત્યાં અંધારૂં હતું એટલે એણે મારૂં મોં જોયું નહોતું. મેં ઝાંઝર આગળ ધર્યું, અને હું કાંઇ બોલું તે પહેલાં તો એણે કહ્યું, " લાવો મારૂં ઝાંઝર. ચાલો તમે જલદી બેસી જાવ. " એમ કહી તેણે મને સાંઢણી ઉપર બેસાડયો, અને સાંઢણી જલદી દોડાવવા હુકમ આપ્યો. વહાણું વાયું ત્યારે એણે મને જોયો અને એકદમ ચીસ પાડી ઉઠી અને કહ્યું, " તું કોણ છું અને શા માટે મને આમ ઉપાડી લાવ્યો છું ? " મેં એને શાંત પાડીને કહ્યું કે, " બાઇ ! આમાં મારો શો દોષ છે ? મને રસ્તામાં ઝાંઝર જડયું તે આપવા હું આવ્યો, ત્યારે તમે મને બોલવા પણ દીધો નહિ, અને સાંઢણી હંકાવી મૂકી. તમે સુખેથી તમારે રસ્તે જાવ, અને મને જવા દો. "

આ સાંભળી તે સ્ત્રી બોલી, કે હું તો માંગરોળના રાજાની કુંવરી છું, અને પ્રધાનના છોકરા સાથે ઘેરથી નાશી નિકળી છું. એટલે હવે મારાથી પાછું ફરાય તેમ નથી. પરંતુ તમે બહુ સારા માણસ છો. હું એકલી અને નિરાધાર હતી, તોપણ તમે મને પજવી નથી, માટે તમે જ મને પરણો, અથવા હમણાં મને આશ્રય આપો. મેં કહ્યું કે, હજી તમે મને ઓળખતાં નથી, માટે થોડા દિવસ પછી આપણે વાત કરીશું. આટલું કહી હું નજદીકના ગામમાં ગયો. ત્યાં એક ફકીર હતો તે જે માગે તે આપવા માટે હું વચનથી બંધાઇ

ગયો. તેણે મારી પાસે એક હજાર રૂપિયા માંગ્યા. મારી પાસે તો કાંઈજ હતું નહિ એટલે મેં કહ્યું, કે ભાઇ તું મને કોઇ ઠેકાણે વેચ અને પૈસા મેળવી લે. આ ઉપરથી અમે એક વહાણવટી વેપારીને ઘેર ગયા. તેણે મને એક હજાર રૂપિયે વેચાતો લીધો. તેના વહાણમાં તે તરત જ સફરે જતો હતો. એટલે મારે પણ તેની સાથે જ જવું પડ્યું. પેલી માંગરોળની કુંવરીનું પછી શું થયું હશે, તે હું જાણતો નથી.

પેલા વહાણવટીનાં વહાણ મણીપુર નામે બંદરે આવ્યાં. માલ વેચવા મારા શેઠ ત્યાંના રાજાની પાસે ગયા. રાજાયે કહ્યું કે તમે મોટા વેપારી છો, તો મારી પાસે થોડાં રત્ન છે, તેની પરીક્ષા કરી આપો. મારા શેઠથી ના કહેવાઇ નહિ, પણ એને મનમાં ડર લાગ્યો કે, વખતે ખોટી પરીક્ષા થાય તો આબરૂ જાય, અને વેપાર પણ થાય નહિ. તેમની આ દશા જોઈને મેં કહ્યું કે મને તે કામ સોંપો. બીજે દિવસે રાજાના રત્નની પરીક્ષા કરવાની હતી. આમાંથી એક રત્ન બહુ જ કીમતી હતું પણ બીજું બનાવટી હતું. રાજા પોતે પણ તે વાત જાણતો નહોતો. રત્ન જોઇને મેં બરોબર પરીક્ષા કરી આપી, અને મારો મત ખરો છે એમ રાજાની ખાત્રી કરી આપી. આ ઉપરથી રાજા મારા ઉપર બહુ જ પ્રસન્ન થઈ ગયો અને મને પોતાના મહેલમાં વાસ આપ્યો. મારા શેઠને પણ તેથી બહુ લાભ થયો. રાજાની મહેરબાની તો મારા ઉપર વધતી જ ગઇ, અને છેવટે તેમણે મને પોતાની કુંવરી પરણાવી.

હવે મારા શેઠને મારી અદેખાઇ આવવા લાગી. તેમણે

કહ્યું કે આપણે અહીંથી ખરીદી કરીને બીજે બંદરે જવાનું છે. હું તો વેચાયલો ગુલામ હતો એટલે મારાથી ના કહેવાય નહિ. રાજાયે મને બીજું વહાણ આપ્યું, અને પોતાની કુંવરીને મારી સાથે વળાવી. અમને બહુ ધન પણ આપ્યું. મારૂં અને શેઠનું એમ બે વહાણ સાથે જ ચાલવા લાગ્યાં. રસ્તામાં શેઠે મને મારી નાંખવાની યુક્તિ કરી. મને પોતાનાં વહાણમાં બોલાવ્યો, અને હું પાટીયું મૂકીને જવા લાગ્યો, ત્યારે પાટીયું ખસેડી નાંખ્યું. આમ હું ભરદરિયે પડી ગયો. પણ આયુષ્ય ખુટયા વિના મરી જવાતું નથી. એક મોટો મચ્છ મને ગળી ગયો, અને પછી આફરો ચઢવાથી તે કીનારે ગયો. ત્યાં એક માછીયે તેને ચીર્યો એટલે હું જીવતો નિકળ્યો. એણે મારી બહુ માવજત કરી ને મને સાજો કર્યો. સાજા થયા પછી મેં તેને બધી વાત કહી. મને દુનિયા ઉપર તિરસ્કાર આવ્યો, અને મારે હાથે બહુ જ કીંમતી વીંટીયો હતી તે મેં પેલા માછીને આપી દીધી, અને ફક્ત લંગોટી-ભેર હું જાત્રાયે જવા નિકળ્યો. ફરતો ફરતો અહીં આવ્યો છું. તમે પુછયું છે તો આ બધું કહ્યું છે. હવે મારા બાપનો અને મારી સ્ત્રીઓનો મને મેળાપ કરાવી આપો તો ખરા; પણ મારૂં નશીબ કાંઇ પાંશરૂં નથી.

વિક્રમ રાજાને એની હકીક્તથી બહુ શોક થયો. તેમણે એને બહુ ધીરજ આપી અને કહ્યું કે તું મને છ મહિનાની મુદત આપ. હું બનતી મહેનત કરીને તારૂં દુઃખ દૂર કરીશ. પણ હમણાં તું મારે ઘેર આવીને રહે. રાજાનું માનીને તે દરબારમાં રહેવા ગયો.

એ અરસામાં ઉજ્જનમાં એક નવાઇ જેવો બનાવ બન્યો. એક જોગણે આવીને શહેર બહારના દરબારી બાગમાં ઉતારો કર્યો. એ બાઇ બહુ જ તેજસ્વી હતી પણ બોલતી જ નહોતી. ગામમાં સાત ઘેર જઇ ભીક્ષા માંગી આણતી અને હાથે રસોઇ કરીને જમતી હતી. આખા શહેરમાં આ જોગણની વાત ફેલાઇ ગઇ. હજારો લોકો તેના દર્શન કરવા જતા હતા, પરંતુ તે કોઇની પણ સાથે બોલતી નહોતી. આ જોગણને આવે એક અઠવાડીયું થયું ત્યારે એવી જ એક બીજી જોગણ ત્યાં આવી. એ પણ એટલી જ રૂપાળી હતી અને એણે પણ મુનિવ્રત લીધું હતું. ત્રીજે અઠવાડીયે એક ત્રીજી જોગણ આવી. તે પણ બહુ જ રૂપાળી હતી. આ ત્રણ જોગણની વાત સાંભળીને તો આખું ગામ તેમને જોવા ઉપડયું અને ઠેકાણે ઠેકાણે તેમની વાતો થવા લાગી. પરંતુ ત્રણે જોગણોને મુનિવ્રત હોવાથી કોઇ કશી વાત જાણી શકયું નહિ.

રાજાના દરબારમાં પણ આ જોગણોની વાત થવા માંડી. બધાંયે રાજાજીને કહ્યું કે આપ પોતે દર્શન કરવા જાવ. રાજાયે કહ્યું કે જે કોઇ આ જોગણોને બોલાવશે તેમને હું મોટું ઈનામ આપીશ. પરંતુ કોઇ માણસ આ ઇનામ લેવાની હિંમત કરતું નહોતું. રાજા પોતે પણ ગુપ્તવિદ્યાના જોરથી છુપાઇને આ જોગણીની તપાસ રાખતા હતા. પણ તે કોણ હશે તેની જરાયે ખબર પડી નહિ. અંતે રાજાયે હરસિદ્ધ માતાની સ્તુતિ કરી અને આ જોગણોની વાત તેમને પૂછી. માતાજીએ પછી બધી હકીકત તેમને કહી. બીજે દિવસે રાજાયે દરબારમાં જાહેર કર્યું કે આજે તો

અમે જોગણના દર્શને જઇએ છીએ અને તેમને બોલાવીશું. આ સાંભળીને ગામના લોકો પણ ત્યાં જોવા જવા તૈયાર થયા. રાજા છડી સ્વારીયે બાગમાં ગયા અને બહુ લોક તેમની પાછળ ત્યાં ગયું.

પહેલી જોગણને નમન કરીને રાજા ત્યાં બેઠા. પછી કહેવા લાગ્યા કે રત્નવંતી નામે એક નગર છે. ત્યાં રત્નરાય રાજા રાજ કરે છે. તેને એક બત્રીસ લક્ષણો કુંવર હતો. આ કુંવર ઉપર રાજા ક્રોધે ભરાયા, તેથી તેને મારી નાંખવાનો હુકમ તેણે પ્રધાનને કર્યો; પરંતુ પ્રધાનને ખાત્રી થઇ કે કુંવર નિર્દોષ છે તેથી તેણે તેનો જીવ બચાવ્યો અને પોતાની કુંવરી પરણાવવાનું કહ્યું, પરંતુ કુંવરને ઘરજમાઇ થઇને રહેવું ગમ્યું નહિ એટલે તે રાતોરાત જતો રહ્યો. આટલી વાત રાજાએ કહી એટલે તે જોગણ તો એકદમ ઉભી થઈ અને રાજાને પગે પડી. પછી બોલી, મહારાજ એ કુંવર તમને ક્યાં મળ્યા તે કહો. હું જ પ્રધાનની પુત્રી છું અને તે કુંવરને મનથી વરી ચુકી છું. તેમને મેળવવા માટે જ મેં આ જોગણરૂપ ધારણ કરી મુંસાફરી કરવા માંડી છે. વળી રાજા રત્નરાય પણ હવે બહુ પસ્તાય છે અને કુંવરના વિયોગે ઝુરે છે. માટે મને એ કુંવરનો પત્તો મેળવી આપો.

આ પ્રમાણે પહેલી જોગણ બોલી, એટલે લોકોમાં આનંદ ફેલાયો અને તેમણે વિક્રમરાયની જે બોલાવી. પછી રાજા બીજી જોગણ પાસે ગયા અને બોલ્યા કે બાઈ, તમે મારી વાત સાંભળો. માંગરોળના રાજાની એક કુંવરી હતી. પ્રધાનપુત્ર તેની સાથે પ્રેમમાં પડયો હતો. એ કુંવરીનાં લગ્ન

હતાં તે દિવસે પ્રધાનપુત્ર તેને નસાડી ગયો. પણ રસ્તામાં તેનું ઝાંઝર પડી ગયું તે શોધવા પ્રધાનપુત્ર ગયો, એટલામાં કોઇ બીજા માણસે તે ઝાંઝર તે કુંવરીને આપ્યું. કુંવરીએ જાણ્યું કે એ પ્રધાનપુત્ર જ છે એટલે તેને સાંઢણી ઉપર બેસાડી દીધો. પણ પછી ખબર પડી ત્યારે કુંવરીયે તેની સાથે પરણવાની માંગણી કરી. પરંતુ પેલો માણસ ગામમાં ગયો તે પાછો ફર્યો જ નહિ. આટલું સાંભળતાં તો બીજી જોગણ બોલી ઉઠી કેઃ મહારાજ તમે તો બધી વાત જાણો છો. હું જ માંગરોળના રાજાની કુંવરી છું અને પેલા માણસની શોધમાં જ નિકળી છું. એ કયાં છે તે મને મહેરબાની કરીને કહો.

આમ બીજી જોગણ પણ બોલી. લોકો તો બહુ જ આનંદમાં આવી ગયા અને વિક્રમરાયની જે બોલવા લાગ્યા. તેમને શાંત પાડી રાજાયે ત્રીજી જોગણ સાથે વાત કરવા માંડી. તેમણે પૂછ્યું, બાઇ તમે કોણ છો તે કહો. પણ તે બોલી નહિ, એટલે રાજાએ કહ્યું કે તમે મારી વાત સાંભળો.

મણીપુર નામે એક બંદર છે. ત્યાં એક વાર એક વહાણવટી વેપારી આવ્યો. મણીપુરના રાજાએ તેને પરીક્ષા કરવા બે રત્ન આપ્યાં. આ રત્નની પરીક્ષા વેપારીના એક નોકરે કરી. તેની હોંશિયારી જોઇને રાજાએ તેને પોતાની કુંવરી પરણાવી. પછી કુંવરી અને તેનો વર, વેપારીને સાથે સફરે ગયા. રાજાએ તેમને જુદું વહાણ આપ્યું. પરંતુ રસ્તામાં પેલા વેપારીએ અદેખાઇથી પોતાના નોકરને દરિયામાં ડુબાવી દીધો. પણ ભાગ્યના જોરથી તે જીવતો છે. આટલી

વાત સાંભળતાં તે ત્રીજી જોગણ એકદમ રાજાને પગે પડી, અને કહ્યું, કે હું જ અભાગણી મણીપુરની કુંવરી છું. મારા પતિ તો ડુબી ગયલા જ હું ધારૂં છું, અને પેલા વેપારીના ત્રાસથી જોગણ થઇને નાશી છુટી છું. પણ મારા પતિ જીવતા છે, એમ તમે કહો છો તો એ ક્યાં છે તે મને બતાવો. હું આખો જન્મ તમારી દાસી થઇને રહીશ.

આમ ત્રણે જોગણો બોલી, એટલે લોકોના આનંદનો પાર રહ્યો નહિ. રાજાયે કહ્યું કે તમે ત્રણે મારી પુત્રીઓ સમાન છો, માટે તમે જોગણના વેષ કાઢી નાંખી મારા મહેલમાં ચાલો. હું તમારા ત્રણેનાં દુઃખ દૂર કરીશ. આમ કહી એ ત્રણેને લઇ રાજા મહેલમાં ગયા. ત્યાં પેલા રત્નવંતીના કુંવર સાથે ત્રણેનો મેળાપ કરાવ્યો. સૌએ એકબીજાને ઓળખ્યાં. પછી રાજાએ રત્નવંતીના રાજાને તથા ત્રણે કુંવરી-ઓના પિતાને સંદેશા મોકલ્યા. ચારે જણા આવી પહોંચ્યા, અને બધે આનંદ આનંદ થઇ રહ્યો. રાજા વિક્રમે આ કુંવરના લગ્ન પોતાના ગામમાં ધામધુમથી કરાવ્યાં અને સૌને સારા શરપાવ આપ્યા. પછી બધાયે ત્યાંથી રાજાનો ઉપકાર માની વિદાય થયા.

આ રીતે વિક્રમ રાજાએ ચાર જણનાં દુઃખ દૂર કર્યાં. આ પ્રમાણે જે પરોપકારનાં કામ કરે તે જ આ સિંહાસન ઉપર પગ મુકી શકે. આમ કહીને તે પુતળી ઉડી ગઇ.

---

વાર્તા ૨૬ મી.

# માધવાનળની વાર્તા.

પુતળી: અધનાસા.

વાર્તા ૨૬ મી.

# માધવાનળની વાર્તા.

પુતળીઃ અધનાસા.

અધનાસા નામની પુતળી રાજા ભોજને આ વાત કહે છેઃ—

પુતળીએ કહ્યું, રાજાજી આ સિંહાસન ઉપર તો રાજા વિક્રમ જેવા પરાક્રમી જ બેસી શકે. જુવો તમને તેમની એક વાત કહું.

કાશીનગરમાં એક વિદ્વાન બ્રાહ્મણ રહેતો હતો. તેને ઘેર સતી સ્ત્રી હતી. બંને જણાં બહુ જ ભક્તિ કરતાં હતાં પણ તેમને ઘેર છોકરૂં નહોતું. આથી આ બે જણાના મનમાં બહુ જ શોક રહેતો. તેઓ રોજ મહાદેવજીની પ્રાર્થના કરીને છોકરો માંગતાં હતાં. એક દિવસ મહાદેવજીની કૃપાથી પંડિત-જીને રસ્તામાંથી બાળક મળ્યું. એ નાનો બાળક બહુ જ રૂપાળો હતો. તેના મુખની કાંતિ અલૌકિક હતી, અને તે દિવ્ય બાળક લાગતો હતો. તેથી પંડિત અને તેમની સ્ત્રી તો બહુ જ આનંદ પામ્યા, અને તેનું નામ માધવાનળ પાડયું.

આ માધવાનળ જેમ મોટો થતો ગયો તેમ વધારે કાંતિમાન થતો ગયો. વળી તે સંગીતશાસ્ત્રમાં બહુ જ નિપુણ થયો, અને વાંસળી તો એવી તો વગાડતો હતો કે જે કોઇ

તે સાંભળતું તે મુગ્ધ જ થઈ જતું હતું. એ મોટો થયો ત્યારે કાશીરાજે તેની ખ્યાતિ સાંભળી અને તેને દરબારમાં જ રાખ્યો. ધીમે ધીમે તેની વાંસળીનું સંગીત વિકાસ પામ્યું. હવે તો એનું સંગીત સાંભળીને શહેરની સ્ત્રીઓ, કામ કરતી કરતી અટકી જતી હતી. જેમ ગોકુળની ગોપીઓ, શ્રી કૃષ્ણની વાંસળી સાંભળીને ભાન ભુલી જતી હતી, તેમ કાશીની નારીઓ માધવાનળની બંસરી સુણીને ઘેલી થઇ જતી હતી. ધીમે ધીમે આ વાત વધી પડી. સ્ત્રીઓ માધવાનળની વાંસળી સાંભળવા વાટ જોઇને બેશી રહેતી હતી, અને તે સાંભળતાં ઘેલી થઇ જતી હતી. આ સ્થિતિ જોઇને કાશીના પુરૂષો બહુ અકળાયા, અને પ્રધાનને ફરિયાદ કરી. પ્રધાને રાજાજીને કહ્યું. પછી રાજાએ બધી સ્થિતિની તપાસ કરી અને માધવાનળને દેશપાર કર્યો. એના માતપિતાને બહુ જ દુઃખ થયું. પણ માધવાનળે તેમને ધીરજ આપી, અને પોતે રાજાનો હુકમ માથે ચઢાવીને તે રાજ્યમાંથી ચાલી ગયો.

પરંતુ કાશીમાંથી જતા પહેલાં માધવને પણ એક કૌતુક થયું હતું. એક વાર માધવ રસ્તે જતો હતો, તેવામાં એક પથ્થરની પુતળી, બહુ જ સુંદર, રસ્તામાં પડી હતી. માધવે તે ઉપાડી લીધી. રસ્તામાં બધા લોકોએ મશ્કરી કરી અને કહ્યું: માધવ! તારા જેટલી રૂપાળી કન્યા આ ગામમાં મળે તેમ નથી, માટે તું આ સુંદર પુતળી સાથે જ લગ્ન કર અને પછી હસતાં હસતાં બધાંયે લગ્નક્રિયા કરી અને અગ્નિ સમક્ષ, બ્રાહ્મણોએ તેમના હસ્તમેળાપ કરાવ્યા. માધવ તો તે પુતળી લઇને પોતાને ઘેર ગયો. રાત્રે તો તે

પુતળી જીવતી થઈ અને માધવને પોતાના પતિ તરીકે પ્રણામ કર્યા..પછી આકાશમાર્ગે તે ઉડી ગઈ અને પરોઢ થતાં તે પાછી આવી અને પુતળી બની ગઈ. બીજી રાત્રે પણ તે પ્રમાણે જ બનાવ બન્યો. એટલે માધવે તેને બધી હકીકત પુછી. તે બોલી: હું તો ઇંદ્રની અપ્સરા છું. એક વાર વાંકમાં આવી. તેથી ઇંદ્રે મને શ્રાપ આપ્યો. એટલે હું પત્થરની પુતળી થઇને પડી. પણ મારી પ્રાર્થનાથી તેમણે મને દર રાત્રે એમની પાસે નાચવા જવાની રજા આપી છે. આ સાંભળી માધવે કહ્યું, તું મને આજે તારી સાથે લઈ જા. પેલી અપ્સરાએ માધવને ભમરો બનાવી દીધો, અને પોતાની ચોળીમાં સંતાડીને લઇ ગઇ. પરંતુ નાચતાં નાચતાં તેનો જીવ ચોળીમાં જ રહ્યો. કારણ કે તેને પકડાઈ જવાની બહુ બીક લાગતી હતી. આ ઉપરથી ઇંદ્રને વહેમ પડયો, અને તેણે તપાસ કરી એટલે ચોળીમાંથી ભમરો નીકળ્યો. પેલી અપ્સરાયે બધી વાત કબુલ કરી દીધી અને ક્ષમા માંગી. ઇંદ્રરાજા તો ક્રોધાયમાન થઇ ગયા. તેમણે કહ્યું, કે જા, તને આ માધવનો વિયોગ થશે, અને તું નીચ ઘેર જશે. ત્યાર પછી તને માધવનો ફરી મેળાપ થશે અને તમારૂં લગ્ન થશે તારે તમે બંને સ્વર્ગમાં આવી શકશો. સ્હવાર પહેલાં તો બે જણા પોતાને ઘેર આવી ગયા. પછી પેલી પુતળી અદૃશ્ય થઇ ગઇ. માધવને તેથી બહુ જ શોક થયો.

માધવ આમ શોકમાં હતો, એટલામાં રાજાએ એને દેશપાર કર્યો. એને હવે કાશીમાં રહેવાનું બહુ મન પણ નહોતું. એ

તો તેની અપ્સરાની શોધ કરવા નિકળવા જ માંગતો હતો. ફરતો ફરતો માધવ ત્રીસ જોજન દૂર ચાલી ગયો. પછી તેણે એક કુવાકાંઠે મુકામ કર્યો. આ જગાયે તે ગામના રાજા ઉદયસેનની દાસીઓ પાણી ભરવા આવી હતી. તેમાંની એક દાસીએ માધવને જોયો. તેણે જઇને રાણીને વાત કરી કે કામદેવ જેવો સુંદર એક બ્રાહ્મણ કુવાકાંઠે આવ્યો છે. તે પરદેશી લાગે છે; પણ ખરેખર જોવાલાયક છે. આ વાત રાણીએ રાજાને કરી, અને કહ્યું કે આપણે બ્રાહ્મણની સેવા કરવી જોઇયે. રાજાએ પોતાના દાસની મારફતે માધવને દરબારમાં તેડાવ્યો, અને ત્યાંજ રાખ્યો. અહિં તે રાજાની સાથે સંગીત ચર્ચા કરતો અને આનંદમાં દિવસ ગાળતો. ઘણે સમયે માધવનો પણ શોક ઓછો થયો. અત્યાર સુધી એ પોતાની બંસરી વગાડતો જ નહોતો. ફક્ત સંગીત કરનારાઓની પરીક્ષા જ કરતો. પણ એક વાર રાજાએ આગ્રહ કર્યો કે તમે આવા સંગીતવિદ્યાના પંડિત છો ત્યારે ગાતા કેમ નથી. આ ઉપરથી માધવે પોતાની બંસરી કાઢી અને વગાડવા માંડી. બંસરીના સૂરથી આખો દરબાર સ્તબ્ધ થઈ ગયો. આ દિવસથી માધવે પણ પોતાની બંસરી શરૂ કરી, અને પુરૂષો કરતાંયે સ્ત્રીઓ તેની પાછળ વધારે ઘેલી બની, અને રાજાની રાણી તો બંસરી સાંભળ્યા વિના જમતી પણ નહોતી. પરંતુ આ સ્થિતિ બહુવાર ચાલી નહિ. સ્ત્રીઓના આવા સંગીત-પ્રેમથી તેમના પુરૂષો અદેખા બન્યા. તેની સામે તેમણે રાજાને ભંભેર્યા, અને સાચી જુઠી બહુ વાતો કરી. અંતે રાજાને લાગ્યું કે લોકોની વિરૂદ્ધ જઇને આને રાખી શકાશે નહિ.

એટલે તેમણે માધવને જ વિનંતિ કરી કે તું હવે આ દેશ છોડી જતો રહે. માધવને પણ રાજા જેવો મિત્ર છોડી જતાં બહુ દુઃખ થયું. પરંતુ જતા રહ્યા સિવાય છુટકો જ નહોતો એટલે તે રાજાની રજા લઇને ચાલી ગયો.

ફરતો ફરતો તે કામાવતી નગરીમાં આવી પહોંચ્યો. ત્યાં કામસેન રાજા રાજ કરતો હતો. તેના દરબારમાં કામકુંડળા નામે એક નાચનારી હતી. તે નૃત્યકળામાં બહુ જ પ્રવીણ હતી. આ કામકુંડળા તે જ પેલી શ્રાપ પામેલી અપ્સરા અને માધવની પૂર્વની સ્ત્રી હતી. માધવ દરબારની હવેલી આગળ આવી પહોંચ્યો. ત્યાં તેણે આ ગાન સાંભળ્યું. ગાન સાંભળીને તે ત્યાં ઉભો રહ્યો. કારણ કે,

**" ગાન પાંચમો કહીયે વેદ, એહ વાતમાં નહિ કાંઇ ભેદ. "**

ત્યાં રાજાનો એક પરિહાર ઉભો હતો. તે આ માણસનો ગાનનો શોખ જોઇને, તેને ખસેડી શકયો નહિ. પરંતુ થોડીવારમાં માધવે તો મોં મરડયું. આ જોઇને પેલો પરિહાર બોલ્યો, અરે તું મોં કેમ મરડે છે ? આ રાજાની માનીતી નાચનારીને તોલે બીજી કોઇ નાચનારી જ નથી. છતાંયે તું તો જાણે તેને લેખામાં જ નથી ગણતો ! આ સાંભળી માધવ બોલ્યોઃ ભાઇ ગાયન તો ઉત્તમ છે. પણ હાથથી આ બાઇ મૃદંગ બજાવે છે તેમાં ભુલ થાય છે. મને લાગે છે કે એના ડાબા હાથમાં એક આંગળી ઓછી છે. પણ તમારા દરબારમાં કોઇ કાંઇ સમજતું જ લાગતું નથી.

આ સાંભળી તે પરિહારને માધવની પરીક્ષા વિશે માન ઉપજ્યું.

તે અંદર રાજા પાસે ગયો અને માધવની વાત કહી. રાજાયે તરત જ આ ગાનારી જેનું નામ કામકુંડળા હતું, તેનો હાથ જોયો, અને ખરેખર તેને એક આંગળી ઓછી હતી. રાજાએ તરત જ માધવને દરબારમાં તેડયો, અને તેના સંગીતજ્ઞાનની પરીક્ષા લીધી. તેનું જ્ઞાન જોઇ રાજા મોહ પામ્યો, અને પોતાનો મિત્ર કરીને તેને દરબારમાં રાખ્યો.

માધવ ત્યાં રહ્યો તો ખરો. પણ કામકુંડળાને જોતાં જ તેને પોતાની પુતળી—અપ્સરા—સાંભરી આવી. કામકુંડળાનું મોં આબાદ તેના જેવું જ હતું. માધવને જોતાં કામકુંડળાની પણ તે જ સ્થિતિ થઇ. જાણે કોઇ જુનું ઓળખીતું મળ્યું હોય તેમ તેને લાગ્યું. તેની આંખો ઉપરથી હૃદયના ભાવ દેખાઇ જતા હતા. પણ રાજાની બીકથી તે કાંઇ બોલી નહિ. પરંતુ લાંબા વખત સુધી તે શાંત રહી શકી નહિ. એક વાર તેણે રાજાને કહી દીધું કે હું માધવને ચાહું છું અને મનથી તેને વરી ચુકી છું. એટલે મને હવે આપ છુટી કરો. માધવે પણ આ વાત કબુલ કરી.

આ જોઇને રાજા બહુ જ ગુસ્સે થયા. કામકુંડળા વિના એક પળ પણ તેમને ચેન પડે તેમ નહોતું. વળી પોતાનો પગાર ખાતી નાચનારી એક રસ્તે જનાર સાથે લગ્ન કરવા માંગે તે પણ તેમનાથી ના સંખાયું, અને માધવને તેમણે મિત્રદ્રોહી ગણ્યો, અને પ્રધાનને ફરમાવ્યું કે માધવને શુળીએ ચઢાવો. પ્રધાને રાજાને શાંત પાડવાનો પ્રયત્ન કર્યો પણ તે નકામો ગયો. અંતે પ્રધાને કહ્યું કે માધવ તો

બ્રાહ્મણ છે, એટલે શુળીયે ન ચઢાવાય. પણ તેને દેશપાર કરો. રાજાએ આ વાત કબુલ કરી, અને તેને તરતને તરત દેશપાર કર્યો.

કમનસીબ માધવ ત્યાંથી નિકળ્યો. ફરતો ફરતો તે ઉજ્જૈન નગરીમાં આવ્યો. અહીં તેણે હરસિદ્ધમાતાના મંદિરમાંજ મુકામ નાંખ્યો. આખો દિવસ એકાંત જગામાં ભટક્યા કરતો અને રાત પડે મંદિરમાં પડી રહેતો. પણ આવા સાચા પ્રેમીને ઉંઘ શેની આવે ! આખી રાત તે કામકુંડળાનુંજ સ્મરણ કરતો અને ભીંત ઉપર વિરહની કવિતાઓ લખતો. આ કવિતાઓ ઉપરથી એના મનનો સંતાપ દેખાઈ આવતો હતો.

રાજા વિક્રમ દરરોજ હરસિદ્ધમાતાના દર્શન કરવા આવતા તે આ કવિતાઓ વાંચતા. તેમને તે ઉપરથી લાગ્યું કે આ બીચારો કોઈ દુખીયો છે, અને એનું દુઃખ મારે દૂર કરવું જોઇયે. રોજને રોજ તે એની કવિતાઓ વાંચે. એક દિવસ તો તેમાં એટલો શોક જોયો કે તેમને લાગ્યું કે આ માણસ પ્રાણ ત્યાગ કરશે. એટલે તે રાત્રે જ તે મંદિરમાં ગયા. ત્યાં માધવ બહુ જ શોક કરતો હતો, અને કામકુંડલાના નામનો જાપ જપતો હતો. રાજા વિક્રમે તેની સાથે વાત કરી, અને તેને દિલાસો આપ્યો. પછી તેની હકીકત પુછી. આનાકાનીથી તેણે કામકુંડળાની વાત કહી. રાજાએ કહ્યું, કે તું બ્રાહ્મણનો છોકરો એવી નાચનારી સાથે પ્રીત કરે તે ઠીક ના કહેવાય. આ ઉપરથી માધવે શ્રાપની વાત કરી, અને કહ્યું કે કામકુંડળા તો એના ગયા

જન્મમાં મારીજ સ્ત્રી હતી, અને એ તો શ્રાપ પામેલી અપ્સરા છે. મારા વિના એ પણ આટલી જ દુ:ખી હશે. આ ઉપરથી રાજાએ માધવને મદદ કરવાનું વચન આપ્યું, અને તેને પોતાના મહેલમાં લઇ ગયા.

પછી વિક્રમરાજાએ કામસેનને સંદેશો મોકલ્યો કે:તમે કામકુંડળાને અહીં મોકલી આપો. કારણ કે એ તો હવે માધવની સ્ત્રી થઇ છે, એટલે તમારાથી તેને અટકાવાય નહિ; અને છતાંયે અટકાવશો તો હું યુદ્ધ કરીને પણ તેને લઇ જઇશ. આ સંદેશાનો ઉત્તર કામસેને બહુ જ અપમાનકારક આપ્યો. આ ઉપરથી વિક્રમરાજાએ કામાવતી નગરી ઉપર ચઢાઇ કરી, અને રાજા કામસેનને હરાવ્યો. પછી કામસેન વિક્રમરાયને પોતાના મહેલમાં લઈ ગયો, અને કહ્યું કે એક નાચનારીને કોઇ બ્રાહ્મણે ભોળવી, તેમાં તમે શા માટે આટલું બધું વેર બાંધો છો? ત્યારે વિક્રમરાયે જણાવ્યું કે એ તો સામાન્ય નાચનારી ન હોય. આ બે જણાં તો ખરાં પ્રેમી છે. ફકત તેઓનાં શરીર જુદાં છે. નહિ તો તેઓ એકના એક છે.

**" સાચું તો સગપણ છે એહ;**
**" જીવ એક ને એ બે દેહ."**
**" એક આગળ જો એક જ મરે;**
**" બીજું જીવ પલક નવ ધરે."**

આ વાત સાંભળીને કામસેને અણજાણે એક કપટ કર્યું. તેણે માધવનું બનાવટી માથું બતાવ્યું, અને પછી કામકુંડળાને કહ્યું, કે કોઇએ માધવનું માથું કાપી નાખ્યું છે. દૂરથી જ માધવનું માથું જોતાં,

"લાગી લહેર મુર્છા થઇ તર્ત
"માનની ક્ષણમાં પામી મર્ત."

આમ એ તો ખરેખર મરી જ ગઇ અને આ વાત તરત જ આખા ગામમાં ફેલાઇ ગઈ. માધવ ત્યાં દોડતો આવ્યો. તેણે કામકુંડળાનું મરેલું શરીર જોતાં જ પ્રાણ તજ્યા. આ રીતે કેવળ મશ્કરીમાંથી એ મોત થયાં.

વિક્રમરાજાને આ વાતની ખબર થતાં જ ત્યાં આવ્યા. તેમને બહુ શોક થયો. પછી બંને શરીરોને સાચવવાનો હુકમ કરીને તે માતાજીને મંદિરે ગયા, અને ઘણી મહેનતે પાતાળમાં જઇને અમૃત લઈ આવ્યા. પછી આ બંને જણને જીવતાં કર્યાં, અને તેમને કાશીપુરી વિદાય કર્યા.

આ રીતે પરોપકારનાં કાર્ય જે કરશે તે એમના સિંહાસને બેસશે, એમ કહીને અધનાસા પુતળી આકાશમાર્ગે ઉડી ગઇ.



વાર્તા ૨૭ મી.

# લક્ષબુદ્ધિની વાર્તા.

પુતળીઃ તરૂણી.

સિંધ દેશમાં એક મોટો શેઠ રહેતો હતો, તેને ચાર છોકરા હતા. તેમાંથી એકનું નામ શતબુદ્ધિ, બીજાનું નામ સહસ્રબુદ્ધિ, ત્રીજાનું નામ લક્ષબુદ્ધિ, અને ચોથાનું નામ કરોડ-બુદ્ધિ હતું. તેમનામાં નામ પ્રમાણે ગુણ હતા. તેઓ બહુ જ હોંશીયાર હતા, અને વળી બાપનું કહ્યું પણ બહુ જ માનતા હતા, બાપ ગમે તે હુકમ કરે તોપણ તેઓ તે પાળતા હતા. એમ કરતાં કરતાં એમના બાપ બહુ જ ઘરડા થયા ત્યારે તેમણે ચારે છોકરાઓને પાસે બોલાવ્યા, અને કહ્યું કે, " જુઓ ભાઇ, હવે હું તો થોડા દિવસમાં મરી જઈશ. મારી પાસે બહુ જ પૈસા છે, પણ તે વહેંચવા માટે તમે અંદર અંદર લઢશો નહિ. જે કુટુંબીઓ અંદર અંદર લઢે, તેમનો અંતે નાશ થાય છે. મારી મરજી એવી છે કે તમારે મારાં ઘર, ખેતર અને પૈસા બધું જ ધર્માદા કરી દેવું. તમારે ચાર જણાને માટે મેં ચાર રત્ન રાખી મુક્યાં છે. તેમાંથી દરેક જણે એક એક લેવું. તે રત્ન બહુ જ કીમતી છે, અને બધાંજ સરખી કીમતનાં છે, એટલે તમારે લઢાઇ પણ નહિ થાય.

તે રત્ન ચુલા નીચે દાટેલાં છે. તમે બધું ધન વાપરી નાંખીને, પછી તે કાઢી લેજો. ”

છોકરાઓએ બાપની આ વાત કબુલ કરી. પછી થોડે દિવસે તેમના બાપ મરી ગયા. છોકરાઓએ તેમના કહેવા મુજબ બધું જ ધર્માદા કરી દીધું. લોકોમાં તેમનાં બહુ વખાણ થયાં. પછી ચારે જણાએ ચુલા નીચે ખોદવા માંડયું. તેમાંથી એક કાંસાનો ચરૂ નિકળ્યો. પણ તેમાં રત્ન ત્રણ જ હતાં. આ જોઇ બધા વિચારમાં પડી ગયા. તપાસ કરતાં ખબર પડી કે તે જગા કોઇયે થોડા દિવસ ઉપર ખોદેલી લાગે છે. આ ચારમાંથી જ કોઇયે એક રત્ન કાઢી લીધું હશે. કારણ કે બીજા કોઇને તે વાતની ખબર જ ક્યાંથી હોય! પહેલાં તો બધા ભાઇઓ નિરાશ થઇ ગયા. પછી યાદ આવ્યું કે આપણાથી અંદર અંદર તકરાર થાય નહિ. એટલે પોતાના મનના વહેમની વાત કોઇયે બહાર કહી નહિ. પણ ત્રણ રત્ન ચાર માણસો વચ્ચે વહેંચાય શી રીતે? તેઓએ વિચાર કર્યો કે રાજા વિક્રમ બહુ જ ચતુર ગણાય છે. એમને આપણી વાત જઇને કરીશું એટલે એ આપણને મદદ કરશે.

એમ વિચારી એ ચારે જણા ઉજ્જન નગરમાં ગયા. ત્યાં પહોંચ્યા ત્યારે રાત પડી ગઇ હતી. તેમણે ગામ બહાર જ મુકામ કર્યો. આ વખતે રાજા વિક્રમ નગરચર્યા જોવા નિકળ્યા હતા. તેમણે છુપાઇને તેમની વાતો સાંભળી. વાતો ઉપરથી લાગ્યું કે તેઓ બહુ જ ચતુર પુરૂષો છે, અને મિત્રરૂપે ગામમાં આવ્યા છે. વિક્રમ રાજાને લાગ્યું કે આવા ચાર

માણસો દરબારમાં હોય તો બહુ ઉપયોગી થઇ પડે. એમ વિચારી રાજા તેમને મળ્યા. તેઓનાં નામ ઠામ પુછયાં, અને પછી પોતાની ઓળખાણ આપી. રાજાએ તેમને સારો પગાર આપીને દરબારમાં રાખ્યા, અને કહ્યું કે તમારા રત્ન વિષે હું તપાસ કરીશ. પેલા ભાઇઓએ કહ્યું કે અમારી વચમાં જરાયે તકરાર થવા દેવી જોઇએ નહિ. તકરાર થાય તેના કરતાં તો રત્ન ના મળે તે જ સારૂં છે. ધીમે ધીમે આ લોકની બુદ્ધિ રાજાએ જોઇ અને લોકોના ન્યાય ચુકવવાનું કામ તેમને સોંપવામાં આવ્યું. તેમના ન્યાયથી રાજા તથા પ્રજાને બહુ જ સંતોષ થયો.

પરંતુ ચાર ભાઇમાંથી રત્નનો ચોર કોણ હશે, તેના વિચાર જ વિક્રમ રાજાને આવતા હતા. ચારે ભાઈઓના મનના વિચાર જાણવા માટે તેમણે એક યુક્તિ કરી. તેઓએ વારાફરતી એક એક ભાઇને પોતાની સાથે વાતો કરવા બેસાડયા અને નીચેની વાત તેમને કહી.

એક રાજા હતો, તેને ચાર છોકરા હતા. ચારે બહુ ડાહ્યા હતા. અને રાજાની સેવા બહુજ સારી રીતે કરતા હતા. રાજાએ પોતાના જીવતાં તેમને રાજ સોંપવાની માગણી કરી. પણ ચારે જણાએ તે લેવાની ના પાડી. એક દિવસ રાજાના મનમાં વિચાર આવ્યો કે આ ચાર છોકરામાંથી ખરેખરો લાયક કોણ છે તેનું પારખું જોવું જોઇયે. આ ઉપરથી કાંઇક રચના કરી અને પછી એક છોકરાને બોલાવીને કહ્યું કે, “ આ તલવાર લે, અને તારી માના પેટમાં માર. ” બીજા છોકરાને કહ્યું કે, “ આપણા મોટા રાજમહે-

લના સભાખંડમાં જઇને આગ લગાડ." ત્રીજા છોકરાને કહ્યું, કે "આ ઝેરનો પ્યાલો પી જા." અને ચોથાને ચાર રત્ન આપ્યાં, અને કહ્યું, કે "જા, જઇને આ રત્ન નદીમાં નાખી આવ." ચારે જણા આ સાંભળીને બહુ નવાઇ પામ્યા. પણ બાપનો હુકમ તો માનવો જ જોઇયે. એટલે પોતપોતાનું સોંપેલું કામ કરવા ચાલી ગયા. એક છોકરો માને મારવા ગયો. ત્યાં નવાઇ જેવો બનાવ બન્યો. એની માને જલંદરનો રોગ હતો. એ તો ખાટલે પડી હતી. બાપનો હુકમ તલવાર પેટમાં મારવાનો હતો. તેણે જઇને તરવારની અણી માના પેટમાં ઘોચી. આ ઉપરથી તેના પેટમાંનું પાણી નિકળી ગયું, અને તેની માને આરામ થયો. આવી રીતે ખોટાને બદલે સારૂં થયું.

બીજો છોકરો મહેલના સભામંડપમાં ગયો, ત્યાં તેણે આગ લગાડી અને દરવાજા બંધ કરી બહાર આવીને ઉભો, ત્યાં પણ નવાઇ જેવો બનાવ બન્યો. મહેલના સભામંડપનો બાંધણી એવી હતી કે આગ બહાર જઇ શકે નહિ. અંદર આગ સળગી અને એક મોટો પાટડો ફાટયો. આમાંથી બહુ જ ધન નિકળ્યું અને આગ તો થોડી વારે એની મેળે ઓલાઇને બંધ પડી.

ત્રીજા છોકરાએ બાપે આપેલું ઝેર લીધું અને તે વગર અચકાયે પી ગયો. એને શરીરે બહુ ગરમી હતી. એને અમુક જાતનું ઝેર વ્યાપેલું હતું, તે આ ઝેર પી ગયો એટલે આપોઆપ તેની ગરમી ઝરી ગઇ, અને ઝેરની ખરાબ અસર થઇ નહિ. પોતે જીવતો રહ્યો તેથી તેને બહુ નવાઇ લાગી.

ચોથા છોકરાને ચાર રત્ન આપ્યાં હતાં તે લઇને તે નદીયે ગયો. પણ ત્યાં એને વિચાર આવ્યો કે મારા બાપની અકકલ ગઇ લાગે છે. આવાં કીમતી રત્ન ફેંકી દેવાથી લાભ શો ? લાવને હું જ તે સંતાડી રાખું. રાજાને કાંઇ ખબર પડવાની નથી. એમ વિચારી તે રત્ન લઇને બજારમાં ગયો, અને ઝવેરીને બતાવ્યાં. ઝવેરીએ કહ્યું કે આ રત્ન તો ખોટાં છે. આ સાંભળીને તે નિરાશ થયો. ઘેર જઇને તેણે તો એમ જ કહ્યું, કે હું રત્ન નદીમાં નાખી આવ્યો.

વિક્રમરાજાયે આટલી વાત પેલા ભાઇઓને વારાફરતી કહી, અને પૂછયું કે આ ચાર રાજપુત્રોમાંથી ડાહ્યો કોણ ? સૌએ જુદા જુદા જવાબ આપ્યા. પણ શતબુદ્ધિએ પેલા રત્નવાળાનાં વખાણ કર્યાં. તેણે કહ્યું કે એને કાંઇ ખબર નહોતી કે રત્ન ખોટાં છે. એણે તે બચાવવાનો અને મેળવવાનો યત્ન કર્યો તે ઠીક જ કર્યુંઃ ઘરડાઓના ગમે તેવા હુકમ પાળવા તે કાંઇ ડહાપણ નથી. બીજા ત્રણ પુત્રોએ બાપનું કહ્યું કર્યું, પણ તેનાં પારણામ કેવાં વિપરિત આવત તેનો ખ્યાલ ના કર્યો. તેઓ કાંઇ જાણુતા નહોતા કે પરિણામ સારાં આવશે એટલે હું તો તેમને મૂરખ જ કહું.

વિક્રમરાજાએ આ વાત આટલેથી પડતી મૂકી. પણ એમના મનમાં ખાત્રી થઇ કે ચોથું રત્ન શતબુદ્ધિએ જ લીધેલું છે. પોતાના શકની વાત તેમણે કોઇને કહી નહિ, પણ તે પાછું લેવા શી યુક્તિ કરવી તેના વિચાર તેમણે કર્યાં. ત્યાર પછી તેમણે એક યુક્તિ ગોઠવી. પોતાની એક દાસી હતી. તે બહુ વિશ્વાસુ અને ચતુર હતી. તેને તેમણે પોતાનો શક કહ્યો અને આ કામ સોંપ્યું.

એક દિવસ શતબુદ્ધિને મહેલમાંથી પોતાને ઘેર જતાં મોડું થયું. આ વખતે મહેલ બહાર પેલી દાસી તેને મળી, અને ઇસારત કરી એક ખાનગી જગાયે તેને બોલાવ્યો, અને પછી કહ્યું, તમે આટલા બધા ચતુર છો, પણ વધારે ધન મેળવવા કેમ યત્ન કરતા નથી ? મને તમારા તરફ બહુ જ લાગણી થાય છે. જો રાત્રે મોડેથી અહીં આવો તો તમને મારી મેડીએ લઇ જઉં અને ત્યાં હું તમને અઢળક ધન મેળવવાની યુક્તિ બતાવું." પેલા ભાઇ લોભીયા તો હતા જ. એટલે તેમણે તે વાત કબુલ કરી. તે પોતાને ઘેર ગયો જ નહિ, અને થોડી રાત ગઇ એટલે નક્કી કરેલી જગાએ તે જઇ પહોંચ્યો. પેલી દાસી તેને છુપે રસ્તે લઇ ગઇ. રાત અંધારી હતી, અને બહુ ઝાડીવાળી એક જગાયે તેઓ આવ્યા એટલે કાંઇક ખખડાટ થયો. પેલી દાસીએ કહ્યું કે, "મારી ચાવી પડી ગઇ. ચાવી વગર તો કાંઇ જ થાય તેમ નથી, માટે તે ખોળી કાઢવી જોઇયે." બે લોકોએ થોડાં ફાંફાં માર્યાં પણ કુંચી જડી નહિ. દાસી કહે, "જો થોડું અજવાળું હોય તો જડે. જો મારો હીરાનો હાર હોત તો આવું અંધારૂં ના રહેત. હીરાના તેજથી કુંચી ખોળી શકાત. આ સાંભળી શતબુદ્ધિએ પોતાની ઓટીમાંથી ચોરીને છુપાવેલું રત્ન કાઢયું. તેના તેજથી ત્યાં થોડું થોડું દેખાવા લાગ્યું. દાસીએ તે રત્ન તેના હાથમાંથી લઇ લીધું. થોડીવાર આમતેમ કુંચી ખોળી અને જરા દૂર જતી રહી. પછી એકદમ રત્ન ઓટીમાં છુપાવી દીધું, એટલે ત્યાં અંધારૂં થઇ ગયું. દાસીને તો એ બધી જગા જાણીતી હતી એટલે એ તો

એકદમ નાશી ગઇ. શતબુદ્ધિ તો ત્યાં બહુ અથડાયો. રત્ન ગયું પણ તે બૂમ પાડી શકયો નહિ. ગમે તેમ કરીને ત્યાંથી ઘેર ગયો અને મનમાં રડીને બેસી રહ્યો. એ તો કહેવત છે, કે ચોરની મા કોઠીમાં મોં ઘાલીને રડે.

દાસીએ તરત જ જઇને વિક્રમરાજાને એ રત્ન આપ્યું અને બધી વાત કહી. વિક્રમરાજાએ રત્ન પોતાની પાસે રાખ્યું, પણ કોઇને કશી વાત કહી નહિ.

આ પછી થોડા દિવસ બાદ વિક્રમરાજાએ એ ભાઇઓને કહ્યું કે તમે ચાર ભાઇયો મહેલમાં જ રહો, અને રાત્રે મારી રક્ષા કરો. એક રાત્રે વિક્રમરાજા ઉંઘતા હતા. ચારે ભાઇયોએ બે બે કલાક ચોકી કરવાનું વહેંચી લીધું હતું. શતબુદ્ધિ ચોકી કરતો હતો તે વખતે એક સાપ છત ઉપર આવ્યો. રાજાના પલંગ ઉપર છતમાં કુંડું હતું, તેમાં પુંછડું ભરાવીને સાપે રાજાનું લોહી પીવા એકદમ પડતું મુકયું. શતબુદ્ધિએ આ જોયું. તેણે એકદમ ઢાલ વચમાં ધરીને સાપને કાપી નાંખ્યો, અને તેના ટુકડા ઢાલમાં જાળવીને, રાજા ઉઠે નહિ માટે ખખડાટ કર્યા વિના પલંગ નીચે ઢાલ મુકી દીધી. આ વખતે વિક્રમરાજાની ઉંઘ ઉડી ગઇ. એમને તો એમ જ લાગ્યું કે આ માણસ મને મારવાનો વિચાર કરે છે. એટલામાં સહસ્રબુદ્ધિનો વારો આવ્યો અને શતબુદ્ધિ ચાલી ગયો. સહસ્રબુદ્ધિ આવ્યો તે વખતે રાજાને બહુ જ ક્રોધ આવેલો હતો. એમણે એકદમ હુકમ કર્યા કે તું મારી પાસે શતબુદ્ધિનું માથું કાપીને લાવ. એ મારો જીવ લેવા તૈયાર થયો હતો. સહસ્રબુદ્ધિએ રાજાને બહુ જ ધીરજ

આપી અને કહ્યું કે સાહસ કામ કદીયે કરવું નહિ. તમે બધી વાતની ચોકકસ તપાસ કરો. ઉતાવળે પગલું ભરો નહિ. જુઓ આ સંબંધી તમને એક વાત કહું:—

## નોળીઆની વારતા.

સિદ્ધપુર નામે સુંદર ગામ, નારસિંહ રાજાનું નામ;
વસે એક બ્રાહ્મણ મહામતિ, પતિવ્રતા તેને ઘેર સતી.
પેટ નહીં પુત્રી કે તન, ઇશ્વર ઉપર તેનું મન;
વિવિધ પ્રકારે તે કરે વ્રત, કરે રૂડાં આચરણ ને કૃત્ય.

નર નારી બે પવિત્ર નેટ, તોય પુત્ર ન આવે પેટ;
આપ ઘેર એક નોળનું બચ્ચું, તરફડતું તે આંગણે વસ્યું.
રાખ્યું તે પોતાને ઘેર, પાય દૂધ પ્રીતે શુભ પેર;
પોઢાડે સજ્યામાં જોડ, કુંવર તુલ્ય પોંચાડે કોડ.

તેના પગથી પછી નેટ, આવ્યો પુત્ર તે નારી પેટ;
આનંદ ઘણો દીવાળી દન, નોળ ઉપર માનનીનું મન.
એક દિવસ સુત છે પારણે, જુવતી ગઇ જળ કારણે;
સોંપી નોળને પેલો પુત્ર, તુજ સારૂ એ છે ઘરસૂત્ર.

રૂખે એને રોવડાવતો. રીશ કરી રખે મારતો;
સોંપ્યો બાળ જળ ભરવા ગઇ, વાર ઘડી બે ચારેક થઈ.
ચઢયો પારણે મોટો નાગ, બાળકને ડસવાનો લાગ;
અંગુઠે વળગે જેટલે, નોળે તે દીઠો તેટલે.

અરે મારા બાંધવને ખાય, એ પાપી કયાં નાસી જાય;
એમ કહીને દીધી દોટ, કરડયા પહેલાં ઝાલી કોટ.
મરડી કીધા કકડા સાત, એવે આવતી દીઠી માત;
વધામણી ખાવા કારણે, આવ્યો નોળ સામે બારણે.

મુખ લોહીયાળું પેલે કર્યું, જાણ્યું માએ બાળક મર્યું;
અરે પાપી તું કુડો કાગ, માર્યો મારો નાનો બાળ.
નાખ્યું બેડું તે દીશ, મુઓ નોળ ચગદાયું શીશ;
ઘરમાં આવી માતા જુવે, પોઢયો બાળક પારણે રૂવે.

આ પ્રમાણે તે બાઇયે વગર તપાસે નોળને માર્યો પછી તે બહુ જ પસ્તાઇ. તેણે બહુ જ શોક કર્યો, પણ મરેલું કાંઇ જીવતું થાય ? માટે ઉતાવળે કાંઇ ભયંકર કામ કરવું નહિ. આ શિખામણથી રાજા વિક્રમનું મન કાંઇ માન્યું નહિ. પરંતુ એટલામાં લક્ષબુદ્ધિનો વારો આવ્યો, અને સહસ્રબુદ્ધિ ચાલ્યો ગયો. રાજાયે લક્ષબુદ્ધિને પણ હુકમ કર્યો કે શતબુદ્ધિનું માથું કાપી લાવ. લક્ષબુદ્ધિયે પણ રાજાને ધીરજ રાખવા કહ્યું અને જણાવ્યું કે સાહસ કામ ન કરવા સંબંધી હું તમને એક વાત કહું તે સાંભળો:

## પોપટની વાત.

ઘોઘાપાટણ નામે ગામ હતું. ત્યાં ભુપતસિંગ નામે રાજા રાજ કરતો હતો. એક દિવસ તે પોતાના છોકરા ઉપર ગુસ્સે થયો એટલે કુંવર અને વજીરપુત્ર વનમાં નાશી ગયા. તેમની સાથે રાજાનો પોપટ પણ હતો. પોપટ તેમને બહુ જ લાડકો હતો અને તેના વગર તેમને ગમતું નહિ. વનમાં તેઓ ભૂલા પડયા, અને ત્યાં બહુ જ તરસ્યા થઇ ગયા. રાજા અને પોપટ ઝાડ નીચે રહ્યા, અને વજીરપુત્ર પાણીની શોધમાં ગયો. રાજકુંવર તો પાણી પાણી ઝંખતો હતો. એટલામાં વડ ઉપરથી પાણીની ધાર પડી. કુંવર જાણે કે પરમેશ્વરે મારી પ્રાર્થના સાંભળી. એણે પાણી માટે પવાલું ધર્યું. પવાલું ભરાયું, અને તે પીવા જાય છે, એટલે તરત જ પોપટે ઝડપ મારીને તે ઢોળી નાખ્યું. કુંવરે વળી બીજી વાર પવાલું ભર્યું અને બીજી વાર પણ પોપટે ઢોળી નાંખ્યું. આથી તે કુંવર બહુ જ ચીઢાયો, અને તેણે પોપટની ડોક મરડી નાંખી.

એટલામાં વજીરપુત્ર સારૂં પાણી લઇને આવ્યો, અને કુંવરને તે પાયું. તેણે પોપટને મરેલો જોયો, એટલે કુંવરને બધી હકીકત પૂછી. કુંવરે કહ્યું કે તરસથી મારો જીવ જતો હતો, તે વખતે આ મૂર્ખ પોપટે મારૂં પાણી ઢોળી નાખ્યું અને તે પણ બે વાર. આ સાંભળી વજીરપુત્ર વિચારમાં પડયો. તેણે કહ્યું કે આમાં કાંઇ ભેદ હોવો જોઇયે. તે ઝાડ ઉપર તપાસ કરવા ચઢયો. ઉપર જતાં, તેના જોવામાં આવ્યું કે ત્યાં તો સમડીનો માળો હતો. સમડી એક મોટો અજગર ઉપાડી લાવી હતી. તેને ચીરતાં તેના પેટમાંથી પેલું પાણી નીચે પડયું હશે. જો કુંવરે આ પાણી પીધું હોત તો તરત જ મરી જાત. આ પાણી ઢોળી નાંખીને, પોપટે તેનો જીવ બચાવ્યો. તેના બદલામાં કુંવરે પોપટને મારી નાંખ્યો. બધી વાત જાણ્યા પછી તો કુંવરને ઘણો જ પસ્તાવો થયો. પછી કાંઈ ઉપાય નહોતો.

માટે હે રાજા ! તમે શતબુદ્ધિને મારી નાંખવાનો હુકમ ના કરશો. તો પણ રાજાનું મન માન્યું નહિ. એમ કરતાં લક્ષબુદ્ધિનો વારો પુરો થયો અને કરોડબુદ્ધિનો વારો આવ્યો. તેને પણ રાજાયે એ જ હુકમ આપ્યો, અને તેણે પણ રાજાને સાહસ ના કરવા માટે બહુ સમજાવ્યા તથા દાખલાઓ આપ્યા. એમ કરતાં વહાણું વાયું એટલે ચારે ભાઇઓ રાજા આગળ આવ્યા, પછી શતબુદ્ધિયે રાજાના પલંગ નીચેથી ઢાલ આણી તથા તેમાંથી સાપના કકડા બતાવ્યા. તેમ જ સાપ કેવી રીતે રાજાને કરડવા આવ્યો હતો, અને પોતે તેને કેવી રીતે માર્યો, તે પણ કહ્યું. આ સાંભળીને

વિક્રમ રાજાયે પોતાની ભૂલ કબુલ કરી તથા શતબુદ્ધિનો બહુ જ ઉપકાર માન્યો. તેમ જ બીજા ત્રણે ભાઇઓએ પણ તેમને સાહસ કામ કરતા અટકાવ્યા માટે તેમનો ઉપકાર માન્યો, અને બધાંને ઇનામ આપ્યાં.

હવે આ ચારે ભાઇઓએ રાજાની પાસેથી ઘેર જવા રજા માંગી. તેમણે કહ્યું કે અમે અમારાં ત્રણ રત્નના ૪ ભાગ પાડી લઇશું. ત્યારે રાજાયે કહ્યું કે તમારૂં ચોથું રત્ન મારી પાસે આવ્યું છે, એમ કહી તેમણે પેલી દાસી પાસેથી મેળવેલું રત્ન કાઢી આપ્યું. આ જોઇ તે સૌ આનંદ પામ્યા, અને રાજાનો બહુ બહુ ઉપકાર માન્યો. પછી પોતાને ઘેર ગયા.

વિક્રમરાજાની હોંશીયારીની આ વાર્તા કહીને તરૂણી પુતળી આકાશમાં ઉડી ગઇ.



વાર્તા ૨૮ મી.

# શુક સારિકાની વાર્તા.

પુતળી: પદ્માસના.

## વાર્તા ૨૮ મી.

# શુક સારિકાની વાર્તા.

### પુતળી : પદ્માસના.

રાજા ભોજ સિંહાસન ઉપર બેસવા જાય છે, તે સમયે પદ્માસના નામની પુતળી તેને અટકાવીને રાજા વિક્રમના પરાક્રમની નીચેની વાર્તા કહે છે:—

એક વાર વિક્રમરાજા વનમાં ફરતા હતા. તે સમયે એક શુક અને સારિકા લઢતાં હતાં. ચીંચીં અવાજ કરે અને એક બીજાને ચાંચો મારવા જાય. છેવટે શુક બોલ્યો કે, “આમ લઢી મરવાથી શો ફાયદો? આપણે વિક્રમરાજાના દરબારમાં જઇયે, અને ત્યાં આપણો ન્યાય કરાવીયે. એ રાજા ખરો ન્યાયી છે.” સારિકાએ એ વાત કબુલ કરી. રાજા તો પક્ષીની ભાષા સમજતા હતા, એટલે તેમણે તરત કહ્યું કે, “હે પંખીઓ! હું જ વિક્રમ છું. તમે લઢશો નહિ. ચાલો તમે મારે ઘેર. આપણે ત્યાં નિરાંતે વાતો કરીશું.” એમ કહી તે બેઉ પક્ષીઓને બે ખભા ઉપર બેસાડીને રાજા મહેલમાં આવ્યા.

શુક અને સારિકાની પ્રથમ તો બહુ સારી પરોણાગત કરી. પછી બીજે દિવસે તેમણે પૂછ્યું કે તમારી વાત કહો. ત્યારે સારિકા બોલી કે, "આ શુક બહુ જ ખરાબ અને નગુણો છે. મેં એની સાથે દોસ્તી કરી હતી. મારા મનમાં એમ કે હું એકલી જાત છું એટલે વખત કુવખતે એ શુક મને મદદ કરશે. મેં એને કેટલીએ વાર ઘેર બેઠા દાણા આણી આપ્યા છે, ફળ આપ્યાં છે, અને સુંદર પાણી પણ પાયું છે. નદીની એક તરફ એનો માળો હતો અને બીજી તરફ વડના ઝાડમાં મારો માળો હતો. ગઇ રાત્રે પશ્ચિમનો પવન ફુંકાયો, વાવાઝોડું થયું, અને બહુ જ વરસાદ પડયો. મારા ઝાડની ડાળી વળી ગઇ, એટલે મારો માળો નીચે પડયો. આ વખતે મને પોપટ યાદ આવ્યો, અને હું વરસાદમાં ભિંજાતી, પવનમાં થરથરતી એને માળે ગઇ, અને કહ્યું: "પોપટ ! હું મેના આવી છું. બારણું ઉઘાડ." પણ એણે જવાબ સરખોએ આપ્યો નહિ. હું આખી રાત ત્યાં પાંદડાંમાં ભરાઇ રહી. સવારે એ માળાની બહાર નિકળ્યો ત્યારે એની સાથે ખુબ તકરાર કરી. અમારી વઢવાડ ચાલતી હતી. એટલામાં તમે આવ્યા. હવે કહો કોનો વાંક છે ?"

રાજાએ પોપટને પૂછ્યું: "આ વાત ખરી છે ?"

પોપટ: "રાજાજી ! રાત્રે એણે બુમ પાડી હતી ખરી, પણ સ્ત્રી જાત બહુ જ કપટી હોય છે, અને અડધી રાત્રે ગમે ત્યાંથી રખડતી આવી હશે. એવી રીતે આવેલી હોય, તેને મારા ઘરમાં રાખું તો મારી આબરૂ જાય. આમ મને

એનો વિશ્વાસ ના આવ્યો એટલે મેં એને માટે બારણું ના ઉઘાડયું. ”

રાજા: “ સ્ત્રી કપટી છે, એમ તું શા ઉપરથી કહે છે ? ”

પોપટ : ‘સાંભળો રાજા મને એક સ્ત્રીની વાત ખબર છે.’

“ દંડાગીરી નામે નગરમાં એક રાજા હતો. તેને રાણી ઉપર બહુ જ પ્રીત હતી, તેથી રાણી પાસે જ કાયમ બેસી રહે. દરબારમાં પણ ના જાય. એટલે પ્રધાને બહુ સમજાવીને કહ્યું: ‘ રાજાજી ! તમે જો દરબારમાં નહિ આવો, તો હું તમારી નોકરી નહિ કરૂં. ’ રાજાએ અંતે દરબારમાં જવાનું કબુલ કર્યું. પણ રાણીને એટલીવાર ચેન પડે નહિ. એના ગયા પછી ચોટલો હોળે, સુગંધી તેલ ઘાલે, ને વીણા વગાડે. એક દિવસ આ પ્રમાણે કરતાં કરતાં તે ઉંઘી ગઇ. એના છુટા વાળ પલંગની નીચે લટકતા હતા. વીણાનો નાદ સાંભળીને એક મોટો નાગ ત્યાં આવ્યો, અને સુગંધથી લલચાઇને ચોટલા ઉપર ચડયો. રાણીયે પાસું ફેરવ્યું એટલે નાગ કરડયો, અને એ તો મરી ગઇ. રાજા દરબારમાંથી આવીને જુવે તો રાણી મરી ગયેલી. રાજાએ બહુ શોક કર્યો, અને કહ્યું, હું રાણીને બાળવા નહિ દઉં. એણે તો રાણીના શરીરે દવાઓ ચોપડી કે જેથી શરીરમાં કોહાણ ના થાય. પછી પ્રધાનને રાજપાટ સોંપી, રાણીના શરીરને છાબડામાં લઇ, તે પગપાળો જાત્રાએ નિકળ્યો, જાત્રાએ જઇ આવી તેણે ચિતા ખડકી, અને ત્યાં રાણીના શરીરની સાથે પોતે બળી મરવા તૈયાર થયો. એના આવા પ્રેમથી શિવપાર્વતી પ્રસન્ન થયાં, અને તે રાજાને કહ્યું, જો તું તારો અડધો

આવરદા રાણીને આપીશ તો તે જીવતી થશે. પેલા રાજાએ તો તરત જ એમ કર્યું, કે તરત જ રાણી આળસ મરડીને બેઠી થઈ. રાજા તો બહુ જ હરખાયો. રાણીને બધી વાત ના કહી, પણ એટલું જ કહ્યું કે મહાદેવજીએ તને જીવતી કરી. જાત્રામાં ભટકવાથી, તેમજ શોકને લીધે, રાજા દુબળો અને કાળો થઈ ગયો હતો. પણ રાણીનું રૂપ તો એવુંને એવુંજ હતું. તેઓ પછી ઘર તરફ આવવા નિકળ્યાં. રસ્તામાં રાજા થાકી ગયો એટલે રાણીના ખોળામાં માથું મુકીને ઉંઘી ગયો. થોડીવારે એ રસ્તે થઇને પાસેના ગામનો જુવાન નગરશેઠ, પરદેશથી પુષ્કળ ધન કમાઇને ઘેર જતો હતો. તેણે આ રૂપાળી સ્ત્રી જોઇ અને તેના ખોળામાં કદરૂપો પુરૂષ, સુતેલો જોયો. સ્ત્રી જોઇને શેઠ લોભાયા ને ધીમેથી તેની પાસે ગયા, અને કહ્યું: 'બાઈ! તું આવા કંગાલ માણસ જોડે તારો અવતાર શું કરવા બગાડે છે? હું નગર-શેઠ છું, મારી પાસે બહુ જ ધન છે, માટે તું મારી જોડે ચાલ. હું તારી સાથે લગ્ન કરીશ અને તને મોટી શેઠાણી બનાવીશ.' પેલી બાઈ તો આ સાંભળી લલચાઇ, અને ધીમે રહીને રાજાના માથા નીચે પથરો મુકીને તે ઉઠી ચાલી ગઇ. રાજા તો બીચારો ભર ઉંઘમાં છે.

શેઠ શેઠાણી ગામમાં ગયાં. ત્યાં તેમને બધાંયે બહુ વધાવી લીધાં. ઘણું ધન અને રૂપાળી સ્ત્રી લઇને શેઠ આવ્યા; એટલે બધે આનંદ આનંદ થઇ ગયો. બીજે જ દિવસે શેઠે લગ્નની તૈયારી કરી આખું ગામ જમવા તેડ્યું.

પેલો રાજા તો થોડીવારે જાગ્યો અને રાણીને ન જોઇ

તેથી ચિંતામાં પડયો. બહુ બૂમો પાડી, આમતેમ ખોળી, અને છેવટે તે આગળ ચાલ્યો. હવે તો એ છેક ભીખારી જેવો જ લાગતો હતો. બીજે દિવસે એ પેલા ગામમાં પહોંચ્યો. ત્યાં એણે સાંભળ્યું કે ગામનો નગરશેઠ પરણે છે. લોકોના ટોળા ભેગો એ પણ ત્યાં ગયો. ત્યાં તો એણે પોતાની સ્ત્રી જોઇ ! એ તો એકદમ દોડયો ને રાણીને બૂમ પાડી. રાણીયે આંખ ફેરવીને કહ્યું, કે 'તું કોણ છું ? હું તને નથી ઓળખતી.' એમ કરી આ ગળેપડુને દરબારી માણસો પાસે પકડાવ્યો. ત્યાં હોહાકાર થયો અને રંગમાં ભંગ પડયો. નગરશેઠને ઘેર આ લગ્ન પ્રસંગે રાજા પણ આવેલા હતા. તેમણે આ પકડાયલા માણસનો ખુલાસો પુછયો. હવે એને પોતાની સ્ત્રી ઉપર બહુ જ તિરસ્કાર આવ્યો હતો. એટલે તેણે કહ્યું : 'મહારાજ ! હું એક જ વિનંતિ કરૂં છું. આ બાઇ મારી સ્ત્રી છે. તેને મેં મારૂં અર્ધું આયુષ્ય આપીને મુએલી જીવતી કરી છે. એ વાત તમારે ના માનવી હોય તો ભલે, પણ આ બાઇના હાથમાં જળ આપો. એ મને મારૂં આયુષ્ય પાછું આપી દે તો બસ. પછી હું ચાલ્યો જઈશ.' પેલી રાણીયે પણ તરત જ જળ હાથમાં લીધું અને બોલી; 'તારૂં આયુષ્ય તેં મને આપ્યું હોય તો તે તને પાછું જાવ.' એમ કહી તેણે પેલાના હાથમાં જળ મુકયું. તરત જ તે સ્ત્રી મરણ પામી, અને તેનું અને શેઠનું જુઠાણું જાહેર થઇ ગયું.

આટલું કહીને તે પોપટ બોલ્યો: "રાજાજી, સ્ત્રીઓ તો આવી હોય. એટલે અડધી રાત્રે હું મેનાને કેમ સંઘરૂં ?"

મેના ગુસ્સો કરીને બોલી: " એકાદ દાખલાથી બધાની પરીક્ષા કરવી એ તો ખોટું કહેવાય. વળી એની પોતાની જ વાતમાં નગરશેઠે જ પેલી સ્ત્રીને લલચાવી. એ નગરશેઠ તો પુરૂષ જ હતો, તે માટે પુરૂષો પણ ખરાબ ખરા ને? વળી એવા એક ખરાબ પુરૂષની વાત હું પણ જાણું છું. જુઓ સાંભળો એ વાતઃ—

" એક બ્રાહ્મણનો છોકરો હતો, તેના માબાપ બહુ ગરીબ હતાં. તેની નાતમાં કન્યાની બહુ અછત હતી એટલે એને કન્યા મળી શકે તેમ નહોતું. તેથી તે રાતોરાત રાજધાનીના શહેરમાં જતો રહ્યો. અહિં ધન રળીને કન્યા પરણવાનો ઇરાદો હતો. તે ભીક્ષાવૃત્તિ કરતો હતો અને અભ્યાસ વધારતો હતો. એક દિવસ તે પ્રધાનને ઘેર ભીક્ષા માંગવા ગયો. તે વખતે પ્રધાનની જુવાન પુત્રી ભીક્ષા આપવા આવી. તે બહુ જ રૂપાળી હતી. તે ધર્મિષ્ટ પણ હતી. તેને જોઇને પેલા બ્રાહ્મણે નિસાસો નાંખ્યો. એટલે પ્રધાનપુત્રીએ તેને પુછ્યું: તને શું દુ:ખ છે તે કહે. બ્રાહ્મણે આનાકાની કરીને છેવટે કહ્યું કે મને કન્યા નથી મળતી તે મોટું દુ:ખ છે. આ ઉપરથી પેલી કન્યાએ કહ્યું કે તું મારી સાથે લગ્ન કર. આમ કહીને એ ઘરમાં ગઈ, અને પોતાની માતાને કહ્યું, કે મેં તો આ બ્રાહ્મણ સાથે ગાંધર્વ લગ્ન કરી દીધું છે. એના માબાપે એને બહુ જ સમજાવી. પણ તે તો કહે, કે હું તો એ બ્રાહ્મણને વરી ચુકી છું. અંતે માબાપે કંટાળીને તેની સાથે લગ્ન કરી આપ્યાં, પણ ઘરમાંથી કાઢી મુકી. બ્રાહ્મણ તેને લઇને પોતાને ગામ ચાલવા લાગ્યો.

રસ્તામાં એક વેપારીનો સંઘાત થયો. તે ઘણો પૈસાવાળો હતો. તેણે બધી હકીકત જાણી લીધી. બ્રાહ્મણની સ્ત્રી બહુજ કહ્યાગરી હતી. એની સેવા પુરા ભાવથી કરતી હતી. એના રૂપ ઉપર વેપારી મોહી ગયો, એણે બ્રાહ્મણને હાથ ઉપર લીધો, અને જાણી લીધું કે પાંચસો રૂપિયા હોય તો એની નાતની અને ગામની સ્ત્રી તેને મળે. પછી તેણે કહ્યું, કે હું તને હજાર રૂપિયા આપું, અને તું તારે ગામ ચાલ્યો જા. બ્રાહ્મણે વિચાર કર્યો, કે આ મોટા ઘરની છોકરી મારે ત્યાં નહિ પોસાય. હજાર રૂપિયામાં તો બહુ ધામધુમથી નાતમાં લગ્ન કરીશું. એણે વેપારી સાથે સાટું કબુલ કર્યું, અને બીજે દિવસે રસ્તામાંથી પાણી લેવા ગયો તે પાછો ફર્યોજ નહિ. તેની સ્ત્રીએ બહુ ચિંતા કરી એટલે વેપારીએ કહ્યું કે એ તો તને વેચીને ગયો છે. તારે લાયકનો એ પતિ હતો જ નહિ. હું તને સર્વ વાતે સુખ આપીશ. તું મારે ઘેર ચાલ. ત્યારે તે સ્ત્રી બોલી કે પતિનું મરણ થતાં પત્નીનો પ્રાણ તો નિકળી જ જવો જોઇયે. મારા પતિએ પાપ કર્યું છે, અને પાપ એટલે મોત. મારે મન હવે તે મરી ગયા છે, એમ કહીને તેણે પ્રભુના નામની કારમી ચીસ પાડી, અને તરત જ જમીન ઉપર ઢળી પડી, ને મૃત્યુ પામી.

પેલા બ્રાહ્મણભાઇ તો રૂપિયા લઇને પોતાને ગામ જવા નિકળ્યા. પણ નશીબના અધુરા જ હતા. એટલે રસ્તામાં લુંટારા મળ્યા. પૈસા ગયા અને ઉપરથી માર પડયો!"

આટલી વાત કહીને સારિકાએ કહ્યું: "રાજાજી,

સ્ત્રીઓ તો સતી હોય છે. પુરૂષો જ કપટી હોય છે. માટે આ શુકનો જ વાંક છે. ”

એક બીજાની સામે ઉભરો કાઢ્યા પછી વિક્રમરાજાએ તેમને બહુ સમજાવ્યાં અને કહ્યું તમારી બે વચ્ચે બહુ પ્રીત છે માટે તમે લગ્ન કરીને સાથે જ રહો, એટલે ફરી તકરારનું કારણ નહિ મળે. ત્યારે શુકે કહ્યું કે “મારો એક છોકરો મારાથી છુટો પડી ગયો છે. એને પુરી પાંખ નહોતી આવી ત્યારે જયંતપુરનો રાજા એને લઇ ગયો છે. એનો વિયોગ મને બહુ સાલે છે. માટે મારાથી લગ્ન કરવાનું બની શકશે નહિ.” મેનાએ કહ્યું, “મારાં પણ બચ્ચાં નદીમાં તણાઇ ગયાં છે. એક વાર હું બહાર ચણ લેવા ગઇ હતી ત્યારે મારો માળો હતો તે ડાળ તુટીને નદીમાં પડી, અને માળા સુદ્ધાં તે તણાયાં. નદીના મુખ ઉપર એક બેટ છે. આ બેટ સુધી તેઓ સલામત ગયાં હશે. જો કોઇ ત્યાં જઇને એમની તપાસ કરે તો હું નિશાનીઓ આપું. મારાં બચ્ચાં પાછાં મળે તો જ હું લગ્ન કરી શકું. ”

રાજાએ બંનેનાં બચ્ચાં લાવી આપવાનું માથે લીધું. જયંતપુરનો રાજા જુગારનો શોખીન હતો. વિક્રમ રાજા છુપા વેશે તેની સાથે જુગાર રમ્યા, અને શરતમાં એનો પોપટ જીતી લીધો. પછી પોપટને એના બાપની વાત કહી એટલે તે આનંદ પામ્યો. પોપટને લઇને નદીના મુખ આગળના બેટમાં એ ગયા. બન્નેયે થઇને મેનાનાં બચ્ચાં ખોળી કાઢયાં. તેમને પણ મેનાની વાત કહી

એટલે તે આનંદ પામ્યાં. રાજા બધાંને લઇને ઉજ્જન આવ્યા. શુક અને સારિકા તો બહુ હરખાઇ ગયા.

રાજાજીએ બન્નેનાં લગ્ન કર્યાં. પણ બીજી વારનાં લગ્ન હતાં એટલે કાંઇ પણ ધામધુમ કરી શકાઇ નહિ. રાજાજીની વિનંતિથી એ બન્નેએ રાજાના બગીચામાં જ સુંદર માળો બાંધ્યો. તેમનાં બચ્ચાં પણ મોટાં થયાં હતાં એટલે તેમણે પણ જુદા માળા બાંધ્યા. આ પ્રમાણે પરદુઃખભંજન વિક્રમ રાજા પશુપંખીનું પણ ભલું કરતા હતા. જે એમના જેવાં કામ કરશે તે તેમના સિંહાસન ઉપર બેસી શકશે.

આટલી વાત કહીને પદ્માસના નામે પુતળી આકાશમાં ઉડી ગઈ.

---

વાર્તા ૨૯ મી.

# સ્ત્રીચરિત્રની વાર્તા.

પુતળી : શીલવંતી.

વાર્તા ૨૯ મી.

# સ્ત્રીચરિત્રની વાર્તા.

## પુતળીઃ શીલવંતી.

શીલવંતી નામે પુતળીએ ભોજરાજાને કહેલી વાર્તા.

વિક્રમરાજાને એક પુત્ર હતો. તેનું નામ વિક્રમચરિત્ર હતું. તે ઘણો જ હોંશીયાર હતો. અને વળી લોકો કહેતા, કે બાપ કરતાં દીકરો સવાયો થશે. તે સમયમાં એમ કહેવાતું કે પુરૂષો ગમે તેટલી કેળવણી લે પણ સ્ત્રીઓ તો સ્વભાવથી જ હોંશીયાર હોય, અને તેઓ પુરૂષ કરતાં વધારે હોંશીયાર હોય. વગર કેળવાયલી સ્ત્રીઓ પણ બહુ જ કુશળતાથી ઘરનો અને સમાજનો વહીવટ ચલાવે છે. પણ જો સ્ત્રી કેળવાયલી હોય, તો તો કોઇ પણ પુરૂષ તેના કરતાં ચઢીયાતો થઇ શકે નહિ. વિક્રમરાજાએ આ વાત ખોટી પાડવાનો નિશ્ચય કર્યો. તેમના મનમાં તો એમ હતું કે મારા પુત્રથી વધારે હોંશીયાર કોઇ છે જ નહિ. આ વાતની ખાત્રી બધાં લોકોને કરી આપવા માટે તેમણે આખા શહેરમાં ડાંડી પીટાવી કે વિક્રમચરિત્ર આગળ સ્ત્રીચરિત્ર ચાલી શકશે નહિ. એટલે કે મારા પુત્રની કુશળતા કરતાં ગમે તેવી કેળવાયલી અને સંપૂર્ણ લક્ષણી સ્ત્રીની કુશળતા

ઉતરતી જ છે. જે કોઇ આ વાત કબુલ ના રાખતું હોય તેણે પોતાની કુશળતાની ખાત્રી કરી આપવી પડશે. આ વાતમાં જેને વાંધો લેવો હોય તેણે ખુશીથી લેવો. અમે એને કોઇ પ્રકારે ઇજા કરીશું નહિ.

ડાંડીવાળો તો આખા શહેરમાં ડાંડી પીટતો હતો. ઘણીયે હોંશીયાર સ્ત્રીઓ આ વાત મનમાંથી કબુલ નહોતી કરતી. પણ રાજા સામે કોણ બાથ ભીડે ! ફરતો ફરતો ડાંડીવાળો ત્રિલોચન નામે ધનવાન શેઠના ઘર આગળ આવ્યો. તેની પુત્રી ત્રિલોચના ઘણી જ હોંશીયાર અને રૂપવતી હતી. તે બત્રીસ લક્ષણી અને ચૌદ વિદ્યા સુજાણ હતી. હજીયે તે કુંવારી હતી. ડાંડીવાળો આવ્યો ત્યારે સો દાસીઓની સાથે તે રમતી હતી. તેણે ડાંડી સાંભળી, એટલે તે ઉશ્કેરાઇ ગઇ. ધન, રૂપ, અને હોંશીયારી, ત્રણે તેનામાં હતા; અને રાજાની પણ પરવા રાખે તેવી તે નહોતી. ડાંડી સાંભળીને:

બોલી બાળા બાળકી, જોવા સરખી જાત;
સ્ત્રી ચરિત્રની આગળે, વિક્રમચરિત્ર કોણ માત્ર.
સમુદ્ર આગળ જેમ ખાબડું, કંચન આગળ કાચ;
ચંદ્ર આગળ તારો તપે, તે વત એ તો તાજ્ય.

× × × × ×

પુન્ય આગળ જેમ પાપ, સાચ આગળ જેમ જુઠો;
ભગવાન આગળ જેમ ભૂત, રાહુ આગળ જેમ રૂઠયો.
બ્રાહ્મણ આગળ ભરડો જેમ, મહારાજ આગળ માંકડું;
સ્ત્રીચરિત્ર આગળ વિક્રમચરિત્ર, તેહ બીચારૂં રાંકડું.

આમ તેણે ડાંડીવાળાને કહ્યું, અને પછી બોલી: તારા મહારાજાને જઇને કહેજે કે ત્રિલોચન શેઠની દીકરી ત્રિલોચનાએ આ પ્રમાણે કહાવ્યું છે.

આ રીતે રાજપુત્ર માંટે અપમાનના બોલ સાંભળીને તે ડાંડીવાળાને બહુ જ રીસ ચઢી. એ તો રીસભર્યો દરબારમાં ગયો, અને ત્યાં જઇ માથું કુટવા મંડયો. રાજાએ તેને શાંત પાડયો અને રીસનું કારણ પુછયું. ત્યારે તેણે કહ્યું, કે આખા ગામે તો વિક્રમચરિત્રના બહુ વખાણ કર્યાં પણ ત્રિલોચન શેઠની દીકરી ત્રિલોચના બહુ જ ઉછાછળાં બોલ બોલી, અને સ્ત્રીચરિત્ર આગળ વિક્રમચરિત્રને રાંકડું કહ્યું. પછી તે ભરદરબારમાં ત્રિલોચનાએ કહાવેલી કવિતા બોલ્યો. આ રીતે મૂરખ મિત્ર હોય તે બધી જ ફજેતી ઉઘાડી પાડી દે. ડાહ્યો માણસ હોત તો રાજાજીને આ વાત એકાંતમાં કહેત. રાજા તો આ વાત સાંભળીને હસ્યા. તેમણે ડાંડીવાળાને ધીરજ આપી, અને કહ્યું કે આપણે લોકોના અભિપ્રાય જાણવા માટે તો ડાંડી પીટાવી હતી. પછી શા માટે રીસ કરવી જોઈયે ! એમ કહી રાજાએ દરબાર બરખાસ્ત કર્યો.

દરબારમાં બનેલા બનાવની ખબર ત્રિલોચન શેઠને પડી. તે ઘણા જ ગુસ્સે થયા. પણ થઈ ગયું તે ના થયું થનાર નથી, એમ જાણી મન વાળ્યું. રાજાને રીઝવવા માટે, તથા તેમના મનમાં શું છે, તે જાણવા માટે, તે તરત જ મહેલમાં ગયા. રાજાએ તેમને બહુ માનથી બેસાડયા, અને પૂછયું: શેઠજી વેપારવણુજ કેમ ચાલે છે ? શહેરની શી ખબરો છે ? ત્યારે શેઠે રાજ્યના બહુ જ વખાણ કર્યાં અને બોલ્યા:

**રામરાજથી લક્ષ ઘણું, રૂડું વિક્રમનું રાજ;**
**ચોરી, ચાડી, જુઠ નહિ, જાણો તનથી તાજ;**

**પ્રજા વ્યાધિ એક નગરમાં, રમે રાય ને રંક;**
**કોઈ કોઇને દુભે નહિ, વાળ્યો આડો અંક.**
**પ્રજા વહાલી પુત્રથી, ઘરથી વહાલું ગામ;**
**સુખ તણું શું પુછવું, દુઃખ તણું નહિ નામ.**

આ સાંભળી રાજાને આનંદ થયો, અને પછી પૂછ્યું: શેઠજી આપને પરિવારમાં શું છે ? ત્યારે શેઠે કહ્યું, મારે ફક્ત એક પુત્રી જ છે. પણ તે બહુ લાડઘેલી છે; અને બોલવા ચાલવાનું તેને ભાન નથી. તે છેક જ બટકબોલી છે, અને હજી તેને માટે વર પણ મળ્યો નથી.

વાણીયાની ચાલાકી જોઇને રાજા હસ્યા. છોકરીનો મોકલેલો સંદેશો રાજાએ ડાંડીવાળા પાસેથી સાંભળ્યો હતો. આવો સંદેશો મોકલનાર છોકરી અભણ કે ઘેલી હોય નહિ. રાજાએ તો શેઠને કહ્યું કે તમારી દીકરી કુંવારી છે તો તેના લગ્ન મારા પુત્ર વિક્રમચરિત્ર સાથે કરો. આ સંબંધમાં હું કાંઇ તમારા ઉપર જુલમ કરવા માંગતો નથી. પણ તમારી પુત્રીને આ વાત પુછજો અને તે જો હા કહે, તો તમે જરૂર આ લગ્ન કરાવી આપજો.

શેઠ તો આ વાત સાંભળી બહુ જ ચિંતામાં પડયા. એમણે જાણ્યું કે રાજા મારી પુત્રી ઉપર વેર વાળવાની યુક્તિ કરે છે. શેઠે ઘેર આવી પોતાની પુત્રીને દરબારમાં બનેલી હકીકત કહી. તથા પોતે રાજાને મહેલ ગયા હતા તે બધી વાત કરી, અને બોલ્યા: દીકરી ! તું લગ્ન કરવાની ના કહે. નહિ તો રાજા તને દુઃખ દેશે. ત્યારે તે બોલી: પિતાજી ડાંડીવાળાને મેં જે બોલ કહ્યા છે તે વિચારપૂર્વક કહ્યા છે.

હવે જો હું લગ્ન કરવાની ના પાડું તો એમ સાબીત થાય કે સ્ત્રીચારત્ર એટલે સ્ત્રીની સ્વાભાવિક હોંશીયારી, વિક્રમચરિત્રની હોંશીયારી આગળ હારી જાય છે, અથવા હલકી છે. જો એમ થાય તો સ્ત્રી માત્ર મને ધીટકાર આપે. માટે મારૂં ગમે તે થવાનું હોય તોપણ હું વિક્રમચરિત્ર સાથે લગ્ન કરીશ. અને પ્રભુ મદદ કરશે તો બતાવી આપીશ કે સ્ત્રીચરિત્ર સર્વોપરિ છે.

છોકરીની આ પ્રમાણે વાત સાંભળીને ત્રિલોચન શેઠે પણ રાજાની માંગણી કબુલ રાખવાનો નિશ્ચય કર્યો. વિક્રમ-ચરિત્રે તો આ કન્યા નજરે પણ જોઇ નહોતી, છતાં પોતાના પિતા વિક્રમરાજાએ જે નક્કી કર્યું હોય તેની સામે તે થાય તેવો નહોતો. ત્રિલોચનાનાં લગ્ન, વિક્રમચરિત્રના ખાંડા સાથે થયાં, વિક્રમરાજાએ નક્કી કર્યું હતું કે એ બેને મળવા દેવા નહિ. લગ્ન પછી તરત જ ત્રિલોચનાને મહેલના એક ભોંયરામાં રાખી, અને તેની આસપાસ લડાયક સ્ત્રીઓનો પાકો પહેરો મુકયો. એને માટે સુખસગવડનાં બધાં સાધનો ભોંયરામાં હતાં. પરંતુ તે કોઈ માણસનું મોં જોઇ શકતી નહોતી. ફકત દિવસમાં બે વખત ભોજનનો થાળ આપવા એક સ્ત્રી આવતી હતી. તે એ જાળીમાંથી થાળ અંદર આપી દેતી હતી. ત્રિલોચના તો જાણે કાંઇ દુઃખ જ ના હોય તેમ આનંદથી મહાલતી હતી, ખાતી હતી, અને ભોંયરામાં મોજ કરતી હતી. રોજ નવી નવી દાસીઓ તેની થાળ મુકવા આવતી હતી. એક વાર જે દાસી આવી હતી તેણે દયાના બે બોલ ત્રિલોચનાને કહ્યા. આ ઉપરથી ત્રિલોચનાએ એને કહ્યું, કે

જો તું મારી એક ચીઠ્ઠી, મારા પિતાજીને પહોંચાડશે તો તેઓ તને મોટું ઇનામ આપશે. તે દાસીએ હા કહી. એટલે ત્રિલોચનાએ તેને ચીઠ્ઠી આપી. તે રાત્રે જ પેલી દાસીએ ત્રિલોચન શેઠને તે ચીઠ્ઠી પહોંચાડી દીધી. શેઠે તેને બદલામાં બહુ ઘરેણાં આપ્યાં. શેઠે એકાંતમાં જઇને ચીઠ્ઠી વાંચી. તેમાં લખ્યું હતું કે મને રાજાએ એકાંત ભોંયરામાં રાખી છે. આ કાંઇ ખરેખરી પરીક્ષા કહેવાય નહિ. છતાંયે હું કાંઇ હિંમત નથી હારી, અને હજીએ બતાવી આપીશ કે સ્ત્રીઓની સ્વભાવિક હોંશીયારી આગળ વિક્રમચરિત્ર કાંઈ જ વિસાતમાં નથી. હું તમારી આબરૂ રાખીશ. તમે જરાયે ચિંતા કરશો નહિ. પણ મારી હોંશીયારી બતાવવા કોઇપણ રીતે આ ભોંયરાની બહાર મારે નિકળવું જોઇયે. આ કામમાં તમારી તથા તમારા ધનની મદદની જરૂર છે. તમે આપણા ઘરમાંથી વિશ્વાસુ કારીગરો પાસે એક સુરંગ ખોદાવો અને તે આ ભોંયરા સુધી લંબાવો તો કામ થાય. માટે ગમે તેટલા પૈસા ખર્ચીને પણ આટલું કામ કરજો. જે માણસ પૈસા ખર્ચી જાણે છે તે જ ખરો રળ્યો છે. માટે તમે પૈસા સામું ના જોશો.

પુત્રીનો આ પ્રમાણે પત્ર વાંચી, શેઠે સુરંગ કરાવવાનો વિચાર કર્યો. બહુ જ સાવધાનીથી બધી યોજના કરી. અને અતિ ઘણું ધન ખર્ચીને લાંબે સમયે સુરંગ કરાવી. પોતે જ પ્રથમ સુરંગમાં ગયા અને દીકરીને ભેટયા. બાપદીકરી તરત જ સુરંગમાં થઇને ઘેર આવ્યા. અને ત્રિલોચના જેટલા જ કદની એક દાસીને, તેના કપડાં પહેરાવી ભોંયરામાં રાખી.

પછી સુરંગનું દ્વાર પાછું બંધ કરી દીધું. આ રીતે ત્રિલોચના બહાર તો નિકળી. બહાર નિકળીને તેણે તપાસ કરાવી તો ખબર પડી કે, વિક્રમચરિત્ર તો પોતાના રાજ્યમાં ફરવા નિકળ્યો છે. તે કયે ગામ છે, તેની એણે બાતમી મંગાવી. પછી તે ગામને પાદરે તેણે ભરવાડણના રૂપમાં પડાવ નાંખ્યો. સાથે થોડાં ઢોર હતાં, તથા અનેક બીજી ભરવાડણો હતી. બધાંયે અતિ રૂપાળાં હતાં. વળી પોતાનાં ઢોર પણ તે બહુ જ સ્વચ્છ રાખતાં હતાં, અને દૂધમાં કેસર તથા કસ્તુરી નાંખીને બહુ જ મોંઘા ભાવે વેચતાં હતાં. વળી જે પૈસાવાળા લોકો ત્યાં દૂધ પીવા જતા હતા, તેમને તેઓ હાવભાવથી વશ કરી નાંખતાં હતાં. વળી ગરીબ લોકોને માટે તે ભરવાડણે સદાવ્રત ચાલુ કર્યું હતું. આ ઉપરથી ગામમાં તેની બહુ જ ખ્યાતિ થઈ, અને દરેક જણ તેની જ વાત કરવા લાગ્યું. ધીમે ધીમે વિક્રમચરિત્રે પણ આ વાત સાંભળી, અને તેને પણ આ ભરવાડણનું દૂધ પીવાનું મન થયું. તેણે પોતાના નોકર સાથે સાત સોનામહોર મોકલી, અને તે સાબળીયણને દૂધ લઈને મહેલમાં આવવા કહ્યું. ત્યારે સાબળીયણે કહેવડાવ્યું કે ગામમાં ઘણીયે દૂધવાળીયો છે. તેઓ તમને દૂધ આપશે. મારી પાસેથી દૂધ લેવું હોય તો અહીં આવો. આ ઉત્તર સાંભળીને વિક્રમચરિત્રે, પોતાના મનમાં ને મનમાં, તેને બહુ શાબાશી આપી. બીજે દિવસે વળી પાછા માણસો મોકલ્યાં, અને ખુદ પોતાની વીંટી મોકલી. એટલે તે ભરવાડણે ખાસ મહેરબાની કરીને, રાજપુત્રને મહેલે દૂધ લઈને જવાની હા કહી. તે પોતાનું અને મશાલા નાંખેલું દૂધ

લઇને રાજાના મહેલે ગઇ. ભરવાડણના સાદા લૂગડામાં અને ગામઠી ઘરેણામાં, ત્રિલોચનાનું રુપ, બહુ જ દીપી નિકળ્યું. મહેલમાં જઇ, તેણે પોતાના રૂપાના વાસણમાંથી, સોનાનો પ્યાલો ભરીને, સ્વાદિષ્ટ મશાલાદાર દૂધ આપ્યું. અને પોતે ઘુમટો તાણીને દુર ઉભી. ભરવાડણનું મુખ જોઇને વિક્રમચરિત્ર તો બહુ જ મોહ પામ્યો, પોતે સત્તાવાળો હતો; એકાંતમાં હતો, અને તેમાં ઘણાં જ મશાલાવાળું દુધ પીધું. આવે સમયે સ્વરૂપવતી સ્ત્રીને જોઇને તેનું મન કબજામાં રહ્યું નહિ. પરંતુ પેલી ભરવાડણ તો તરત જ પોતાને ઘેર ચાલી ગઇ. વિક્રમચરિત્ર તો તેની પાછળ ખરેખરો દીવાનો બન્યો. બીજે દિવસે નોકરને સવારના પહોરમાં જ હાર લઇને મોકલ્યો. એટલે તે ભરવાડણ તરત જ આવી. વિક્રમચરિત્ર તો તેનો હાથ ઝાલ્યો, અને કહ્યું કે તમે અત્રે જ રહો. આ ઉપરથી ત્રિલોચનાએ બહુ જ ક્રોધ દર્શાવ્યો, અને હાર તથા વિંટી પાછા ફેંકીને ચાલી ગઇ. જતાં જતાં વળી પોતાનું રૂપ અને સુંદર નયનો બતાવતી ગઇ. વિક્રમચરિત્રને તો ઉંઘ પણ નો આવે. એ તો ભરવાડણના જ સ્વપ્નાં જોવા લાગ્યો. કહ્યું છે કે;

**પરનારીશું પ્રીત, તેને ભોજન નવ ભાવે;**
**પરનારીશું પ્રીત, તેને નિદ્રા નવ આવે.**
**પરનારીશું પ્રીત, તેને સેવા નવ સૂઝે;**
**પરનારીશું પ્રીત, બુદ્ધ એકે નવ બુઝે.**
**પાપ રૂપ પરનાર છે, અપજશ આપે આપને;**
**શામળ પ્રીત પરનારશું, બોળે બહોતેર બાપને.**

નવ દિવસ સુધી રાજાએ ભરવાડણની ખુશામત કરી, પછી ભરવાડણે તેના મહેલમાં રહેવાનું કબુલ કર્યું. ત્રિલોચના તો જાણતી જ હતી કે આ પોતાનો પતિ છે. એટલે એ તો શું કરવા ના પાડે ? ત્રણ દિવસ સુધી તે વિક્રમચરિત્ર સાથે રહી, અને બંને જણાયે બહુ બહુ આનંદ કર્યાં. વિક્રમચરિત્રે અનેક ભેંટો આપી. પછી ત્રીજે દિવસે રાત્રે વિક્રમચરિત્રના બધાં ઘરેણાં તથા લૂગડાં લઇને તે ચાલી ગઇ, અને પોતાના સાથીદારોને લઇને તે રાતોરાત ઉજ્જન પહોંચી ગઈ.

વિક્રમચરિત્ર તો સવારે ઉઠીને જુવે તો ભરવાડણ દીઠી નહિ. તેમ જ પોતાના લૂગડાં પણ ના જોયાં. એણે ઘણીયે તપાસ કરાવી, પણ કાંઇ પત્તો ખાધો નહિ. પછી પોતાની વર્તણુંક માટે પસ્તાવો થયો, અને થોડે દહાડે વાત વિસારે પડી.

ત્રિલોચના પોતાના પિતા પાસે પહોંચી ગઇ, અને તેમને બધી હકીકત કહી. પછી તે પોતાના ઘરમાં જ, છુપી રીતે રહી. ત્યાં દસ માસે તેને એક સુંદર પુત્ર થયો.

આ વાતને બે વર્ષ થઇ ગયાં. એટલે વળી ત્રિલોચનાએ એક નવી યુકિત શોધી કાઢી. તેણે યોગિનીનું સ્વરૂપ લીધું. તથા સ્વરૂપવાન તથા વિશ્વાસુ બીજી કેટલીએ દાસીઓને તેવું સ્વરૂપ લેવડાવ્યું. પછી પોતે નગર બહાર સુંદર યોગિની ધામ રચ્યું. ત્યાં ગરીબોને દાન દેવાતાં હતાં. નગરમાંથી એકદમ હજારો લોકો ત્યાં દર્શન માટે આવ્યાં. પરંતુ તે સૌને એક જ વાત કહેવામાં આવી કે યોગિનીના ધામમાં

એક પણ પાઇનું દાન લેવામાં નહિ આવે. આ હુકમ બહુ જ સખ્ત રીતે પાળવામાં આવતો હતો. ધીમે ધીમે આ યોગિનીની ખ્યાતિ બહુ જ પ્રસરી. તેના નામની બાધાઓ લેવાવા લાગી. ઘણીયે સ્ત્રીઓ આવીને પુત્ર માટે ભીખ માંગી જતી હતી. તથા પોતાના દુઃખની છુપી વાતો યોગિનીને કહેતી હતી. યોગિની પુરૂષ તેમ જ સ્ત્રીઓ સર્વને દર્શન આપતી હતી. તેનું જ્ઞાન તથા ચતુરાઇ જોઇને ભલભલા છક થઈ જતા હતા. આમ ને આમ લગભગ એક વર્ષ થયું.

એક દિવસ ઉજ્જન નગરમાં એક પુરૂષને નાગ કરડયો. તેની સ્ત્રીને સંતાન નહોતું. પતિ આમ મરી ગયો તેથી તેને વૈરાગ્ય આવ્યો અને સતી થવાનો નિશ્ચય કર્યો. સતી થવા પહેલાં તે યોગિનીની આશીષ લેવા ગઇ. તેણે યોગિની પાસે જઇને હાથ જોડયા, એટલે યોગિનીએ કહ્યું: “ બેન ! અખંડ સૌભાગ્યવતી થા. ” આ સાંભળી પેલી સ્ત્રીને યોગિની ઉપર તિરસ્કાર આવ્યો અને કહ્યું: તમારી આબરૂ મેં બહુ સાંભળી હતી. પણ બધા ગપાટા છે. મારા ધણીને તો સાપ કરડયો છે, અને તે મરણ પણ પામ્યા છે. તેમનું શબ સ્મશાને ગયું છે, અને હું સતી થવા જાઉં છું. હવે ફરીથી કોઇને ગમે તેમ વગર વિચાર્યો આશીર્વાદ ના આપશો. યોગિનીએ કહ્યું: બેન ! આકળી ના થઈશ. મારો આશીર્વાદ નકામો ના જાય. એમ કહીને તે તેની સાથે જ સ્મશાન આગળ ગઇ, અને ત્યાં જઈને પેલા પુરૂષને સાપના દંશના ઉપાય કર્યા. તેમ જ પોતાના પૂણ્યની અંજલી આપી. પ્રભુનું કરવું કે તે તરત જ જાગૃત થવા લાગ્યો. તેને ઘેર લઇ ગયા, અને પછી તે જીવ્યો.

આ દિવસથી તો તે યોગિનીની કીર્તિ ઘણી જ ફેલાઇ. અને ઘણા લોકો તેના દર્શન માટે આવવા લાગ્યા. વિક્રમચરિત્રે પણ આ વાત જાણી. તેના મનમાં એમ આવ્યું કે જો આ સજીવન વિદ્યા મને આવડે તો પછી હું ઘણાં જ પરાક્રમ કરી શકું અને મારા પિતાથી પણ સવાયો થાઉં. એમ વિચારીને તે પણ એકાંત સાધીને પેલી સાધ્વીના દર્શન માટે ગયો. અને બાઇ બેઠી હતી ત્યાં જઇને પગે લાગ્યો, અને પછી ત્યાં બેસી જ રહ્યો. ઘણી મોડી રાત થઇ ગઇ ત્યાં સુધી ઉઠયો જ નહિ. એટલે સાધ્વીએ પુછયું: તમે કોણ છો ? અને શી ઇચ્છા છે તે કહો. આ ઉપરથી વિક્રમચરિત્ર બોલ્યો: હું આ નગરના રાજા વિક્રમાજીતનો પુત્ર વિક્રમચરિત્ર છું. અને આપની પાસેથી કાંઇ યાચના કરવા આવ્યો છું. ત્રિલોચનાએ તો તેને ઓળખ્યો જ હતો અને હવે એ લાગમાં આવશે એમ ખાત્રી તેને થઇ હતી. તે ગંભીર મુખ રાખીને બોલી: તમારી શી ઇચ્છા છે તે કહો. ત્યારે વિક્રમચરિત્ર વળી બોલ્યો: ના એમ નહિ, મારી ઇચ્છા પુરી પાડવાનું વચન આપો. જુવો, અત્યારે મારી પાસે બધુંયે છે. ધન છે; કીર્તિ છે; રૂપ છે; સત્તા છે. પણ બધું મારા પિતાજી વડે છે. મારી ઇચ્છા એમનાથી સવાયા થવાની છે. માટે હું તમારી પાસે આવ્યો છું. મારૂં આટલું વચન જરૂર રાખો. સાધ્વીએ વિક્રમચરિત્રને વચન આપ્યું કે હું તારી ઇચ્છા તૃપ્ત કરીશ. તારે જે જોઇએ તે માંગી લે. વિક્રમચરિત્રને આ સાંભળીને બહુ જ આનંદ થયો, અને કહ્યું: તમે પેલી બાઇના વરને સજીવન કર્યો, તે સજીવનવિદ્યા મને શીખવો.

એ વિદ્યા મારી પાસે હોય તો હું મારા પિતાજીથી વધી જઉં.

આ સાંભળીને સાધ્વીએ તો બહુજ ગંભીર મુખ કર્યું. અને કહ્યું: રાજપુત્ર! તમે આ શું માંગ્યું ? હજી તમે એ રહેવા દો, અને બીજું કાંઇ માંગો. કારણ કે એ વિદ્યા શીખવાની અને શીખવવાની શરત બહુ જ કપરી છે.

વિક્રમચરિત્ર કહે: તમે વચન આપ્યું છે, તે હવે પાળવું જ પડશે. તમારી શરતો ગમે તેવી કપરી હશે તો પણ હું પાળીશ.

યોગિની બોલ્યાં: હું વચનથી બંધાઇ છું. છતાંયે તમને શરતો કહી સંભળાવું. તે સાંભળ્યા પછી તમારે બીજું કાંઇ માંગવું હોય તો માંગજો. જુવો, આ વિદ્યા હું મારા પતિને જ શીખવી શકું; બીજા કોઇને નહિ. એટલે મારે જેને શીખવવી હોય, તેની સાથે મારે લગ્ન કરવાં પડે. વળી આ લગ્ન પણ અમુક રીતે જ થાય. સાચા હીરા અને મોતીનો મોટો ચોરો કરવો પડે; અને પછી ગાંધર્વલગ્ન થાય. ત્યારપછી બીજે દિવસે આ વિદ્યા શીખવી શકાય.

વિક્રમચરિત્ર તો લગ્નની વાત સાંભળીને આનંદમાં આવી ગયો. યોગિનીનું સ્વરૂપવાન મુખ જોઇને તે તો લોભાયો હતો જ. હીરા મોતીના ચોતરાની વાતથી તે જરા ખમચાયો. પણ તેણે કહ્યું: મારા પિતાજીના ભંડારમાંથી ગુપચુપ હીરા મોતી હું લાવીશ. એ દિવસ પછી એ પાછું મુકી દઇશું એટલે કોઇ જાણશે નહિ. આમ ગરજવાન ગમે તે કરવા તૈયાર થાય છે.

ગરજે જાય વિદેશ, ગરજે શિર ભાર ઉપાડે:
ગરજે વાળાં વાય, ગરજે તરૂવર વાઢે.
ગરજે ગુણ ગવાય, ગરજ થકી ધન ધીરે;
ગરજે કરોડો માલ, નાંખે જઇ ઉંડે નીરે.
ગરજે પામરને પિતા કહે, ગરજે મોલાને રળોગળી;
શામળભટ સાચું કહે, ગરજ સાકરથી છે ગળી.

આ પ્રમાણે ગરજવંત ઘેલો થઇ જાય છે. બાપ કરતાં સવાયા થવાના લોભમાં વિક્રમચરિત્ર ત્રિલોચનાની યુક્તિ સમજ્યો નહિ, અને તેણે પિતાના ભંડારમાંથી ચોરી કરવાનું પણ કબુલ કર્યું.

માયા કેરૂં માટલું, કયમે પુરૂં નવ થાય;
જેમ જેમ માંહે ઉમેરીયે, તેમ તેમ હેઠું જાય.
લોભ ગરજ લહેર સમુદ્રની, કર્યો કીરતારે કૂપ;
પુરૂં કોનું નવ થયું, કાં ભિક્ષુક કાં ભૂપ.

આ રીતે કોઇને સંતોષ નથી. જેની પાસે સો હોય તે હજારની ઇચ્છા કરે છે; અને લાખવાળો કરોડો માંગે છે. શામળભટ કહે છે કે:

લોભ સહુથી નીચ છે, લોભે લજ્યા ઘટે ઘણી;
લોભ પાપનું મૂળ છે, લોભ ખાણ નક્કી તણી.

બીજી રાત્રે વિક્રમચરિત્ર પિતાજીના ભંડારમાંથી, ગુપચુપ હીરા મોતી અને ઝવેરાત લઇ આવ્યો. તેની કીંમત એકવીસ લાખ રૂપિયાની હતી. ત્રિલોચનાએ આ ઝવેરાતનો મોટો ચોતરો કરાવ્યો અને પછી કહ્યું કે તમને વચન આપ્યું છે એટલે હું યોગિની મટીને માનવી થઇ જઉં છું, એમ બોલી તે સુંદર વસ્ત્રાભુષણ પહેરીને આવી, અને

વિક્રમચરિત્રના હરખનો પાર ના રહ્યો. તે રાત્રે તેમણે ગાંધર્વ-લગ્ન કર્યાં, અને આખી રાત ધણીધણીયાણી તરીકે તેમણે ગાળી. પ્રભાતના પહોરમાં અંધારૂં હતું તે સમયે ત્રિલોચનાએ વિક્રમચરિત્રને કહ્યું, તમે અત્યારે અહીંથી જતા રહો. અને આવતી કાલે મધ્યરાત્રિએ પાછા આવજો. તે વખતે હું તમને સજીવન વિદ્યા શીખવીશ, અને પછી તમારી જોડે તમારી સ્ત્રી તરીકે ખુલ્લી રીતે રહીશ. વિક્રમચરિત્ર તરત ચાલી ગયો. એના ગયા પછી યોગિનીએ એક પલકમાં પોતાના તંબુ ઉપાડી લીધાં, અને બધી સખીયો સાથે, ઝવેરાત લઇને પોતાના બાપને ઘેર ચાલી ગઇ. પા કલાકમાં તો તે મેદાન નિર્જન થઇ ગયું. વહાણું વાતાં ગામમાં વાત ચાલી કે યોગિની તો અંતર્ધ્યાન થઇ ગયાં. ધીમે ધીમે રાજદરબારમાં એ વાત પહોંચી. તે સાંભળી વિક્રમચરિત્રના તો હોંસકોસ જ ઉડી ગયા પણ કોઇને કાંઇ કહી શક્યો નહિ. ગામના લોકો તો યોગિનીના વખાણ જ ગાયા કરતા હતા, અને બોલ્યા કે આપણા ગામનું પુણ્ય પરવાર્યું એટલે તે જતાં રહ્યાં.

ત્રિલોચનાએ પોતાના બાપને બધી હકીકત કહીને રાજાનું ધન આપ્યું. ત્યાર પછી દસ માસે એને બીજો પુત્ર થયો. એ પુત્ર દોઢ મહીનાનો થયો, ત્યારે ત્રિલોચના પોતાના બંને પુત્રો તથા રાજાનું ઝવેરાત લઇને, ગુપ્તમાર્ગે પેલા ભોંયરામાં ચાલી ગઇ, અને ત્યાંથી પોતાની દાસીને પાછી મોકલી આપી. તેમજ પોતાના બાપને કહ્યું, કે હવે સુરંગ પુરાવી દેજો. ધનવાન શેઠે એક રાતમાં તે સુરંગ પુરી દીધી.

સવારના પહોરમાં ત્રિલોચનાએ તો હાલો ગાવા માંડયા. બધી ચોકી કરતી દાસીઓએ જાણ્યું કે, એકાંતમાં આ બાઇનું મગજ ખસવા માંડયું છે. પણ પછી તો તેમણે બાળક રડવાનો અવાજ સાંભળ્યો. એટલે તેમણે જઇને રાજાજીને બધી ખબર આપી. રાજા તો આ સાંભળીને સ્તબ્ધ જ થઇ ગયા. એમના મનમાં એમ આવ્યું કે વિક્રમ-ચરિત્ર મારી બીકથી મને કહી શકયો નહિ હોય, પણ તે પોતાની સ્ત્રીને મળતો હશે. આ ઉપરથી તેમણે વિક્રમચરિત્રને બોલાવ્યો, અને બધી વાત પુછી. વિક્રમચરિત્રે બ્રહ્મહત્યાના સોગન ખાઇને કહ્યું કે મેં ભોંયરૂં નથી જોયું કે ભોંયરામાંની સ્ત્રી પણ નથી જોઇ. આટલી વાતની ખાત્રી કરીને રાજા ભોંયરા આગળ ગયા. એ ત્યાં ગયા એટલે ત્રિલોચના અંદરથી બોલી: રાજાજી ! હું મારી હાર કબુલ કરૂં છું. તમે ગામના આબરૂદાર લોકોને ભેગા કરો, અને મને બહાર કાઢો. હું દરેક જણને મોંયે કહેવા તૈયાર છું કે વિક્રમચરિત્ર આગળ સ્ત્રીચરિત્ર કાંઇ હિસાબમાં નથી. હું નાદાન હતી. હવે મને ખરૂં ભાન થયું છે, અને મારી ભૂલ કબૂલ કરૂં છું હવે હું આ ભોંયરામાં અકળાઇ ગઇ છું. મને બહાર કાઢો.

વિક્રમરાજાએ કહ્યું કે હું મારા પુત્રને તથા તેની માતાને અત્રે બોલાવું છું. પછી તને બહાર કાઢીશ. એમ કહીને રાજાએ તે બંનેને બોલાવ્યા. પછી રાણીયે દ્વાર ઉઘાડયા એટલે ત્રિલોચના બે પુત્રોને લઇને બહાર નિકળી. બંનેના દીલ ઉપર રાજાના જ ઘરેણાં હતાં. અને તે બંને બહુ જ રૂપાળા હતા. બાળકોને જોઇને રાણીએ ત્રિલોચનાને બહુ ભાંડી, અને કહ્યું કે તું આ ઘરમાં રહેવા લાયક નથી.

ત્રિલોચના બોલી: સાસુજી મને ક્ષમા કરો. આ તમારા જ પૌત્રો છે. તેમને આશીર્વાદ આપો.

રાજારાણી બંને વિક્રમચરિત્ર સામું જોઇ રહ્યાં. વિક્રમચરિત્ર તો ઘણો જ ગુસ્સે થઇ ગયો અને કાંઈક બોલવા જતો હતો, એટલામાં ત્રિલોચના બોલી:

આપ ગુસ્સે ના થાવ. તમને બધી વાતનું વિસ્મરણ થયું હશે, પણ હું બધું યાદ કરાવીશ, એમ કહીને તેણે ભરવાડણની વાત કાઢી, અને પછી એના લુગડાં જે પોતે ઉતારી લીધાં હતાં તે ત્યાં હાજર કર્યાં, અને કહ્યું, કે એ ભરવાડણ તે જ હું અને આ તમારા કપડાં. વળી રાજાને કહ્યું, તમારા ભંડારમાંથી લાખો રૂપિયાનું ઝવેરાત ગયું હતું તે તો તમે જાણતાં જ હશો. જુવો આ તમારા પૌત્રોએ તે ઝવેરાત પહેર્યું છે.

હવે વિક્રમચરિત્ર સમજી ગયો કે યોગિની પણ આ ત્રિલોચના જ બની હશે. તે પોતાના માતપિતાને પગે લાગ્યો અને યોગિનીવાળો બધો બનાવ કહ્યો.

વિક્રમરાજાએ પોતાનું ઝવેરાત ઓળખ્યું. એ સત્યવાદી રાજાનો બધો ગુસ્સો ઉતરી ગયો અને તે હશીને બોલ્યા: ધન્ય છે ત્રિલોચના તને. તેં મારૂં અભિમાન ઉતાર્યું છે. હું કબુલ કરૂં છું કે સ્રીચરિત્ર જ સર્વોપરિ છે. સ્રીઓમાં જે સ્વાભાવિક બુદ્ધિ, ચંચળતા, અને ખંત રહેલાં છે, તે ગમે તેટલી કેળવણીથી પણ પુરૂષો મેળવી શકશે નહિ. હું હવે આખા શહેરમાં જાહેર કરીશ કે વિક્રમચરિત્ર કરતાં પણ સ્રીચરિત્ર શ્રેષ્ઠ છે. આજથી રાજકાજમાં પણ હું તારી સલાહ લઈશ.

ત્રિલોચનાએ વિવેકથી કહ્યું: હું તો તમારી દાસી છું; મારાં વખાણ તમારે મોંઢે ના શોભે.

વિક્રમરાજાના પરાક્રમની આ વાર્તા કહીને શીલવંતી પુતળી આકાશમાં ઉડી ગઇ,

કવિ શામળે કોડે કહ્યું, એ રૂડું આખ્યાન;
અંબા આશા પુરશે, સુણજો વાળી કાન.
શિષ્ય એ નાના ભટ તણો, પુરૂષોતમનો તાત;
સેવક શ્રી અંબા તણો, વાણી વેદ વિખ્યાત.



વાર્તા ૩૦ મી.

# ભરથરીની વાર્તા.

પુતળીઃ સરસ્વતી.

## વાર્તા ૩૦ મી.

# ભરથરીની વાર્તા.

### પુતળીઃ સરસ્વતી.

સરસ્વતી નામની પુતળી રાજા ભોજને આ વાત કહે છેઃ-

ઉજ્જની નગરીમાં ભરથરી નામે મોટા રાજા રાજ્ય કરતા હતા. તે વિક્રમ રાજાના મોટા ભાઈ થતા હતા. ભરથરી રાજા પ્રજાને બધી વાતનું સુખ આપતા હતા, અને વિક્રમ-રાજા, દરેક કામમાં પોતાના ભાઈને મદદ કરતા હતા. આમ ઘણા વખત સુધી ચાલ્યું. પછી ભરથરી રાજા અનંગસેના નામે એક રાણીને પરણ્યા. તેમને આ રાણી સાથે બહુ જ પ્રીત થઈ. આખો દિવસ રાણીની પાસે જ બેસી રહે. ભોજન પણ રંગમહેલમાં મંગાવે. રાજકાજના કામમાં પણ ધ્યાન આપે નહિ. દિવસોના દિવસો સુધી પોતાના પ્રધાને, કે નાનાભાઈ વિક્રમને પણ મળે નહિ. આમ થયું તેથી પ્રજામાં બહુ અસંતોષ ફેલાયો.

વિક્રમ રાજાને આ બધું ઠીક લાગ્યું નહિ, તેથી એક દિવસ વડા પ્રધાનની સલાહ લઈને, તે મોટા ભાઈના અંતઃ-પુરમાં ગયા. ત્યાં જઈને તેમણે મોટા ભાઈને પ્રણામ કર્યા, અને કહ્યું કે આપ દરબારમાં આવો તો સારૂં. રાજાના દાબ વિના દરબારીઓ, પ્રજાને સંતોષ આપી શકે નહિ. વળી

જો રાજા આમ રાજકાજમાં બેદરકાર રહે તો આજુબાજુના રાજાઓ પણ આપણા ઉપર ચઢી આવે. આ બધી વાત ભરથરીને ગળે ઉતરી, અને તેઓ દરબારમાં ગયા. પરંતુ અનંગસેનાને આ વાત ગમી નહિ. રાજાજી પાછા આવ્યા ત્યારે એણે ઢોંગ આદર્યો, અને રાજાને સમજાવ્યું કે "તમારા ભાઇ વિક્રમ બહુ ખરાબ છે. એ કાંઇ તમને પ્રજાની લાગણીથી બોલાવવા નહોતો આવ્યો; પણ એને તો મારી સાથે લગ્ન કરવું હતું તેથી તમને ખસેડયા." આ સાંભળી રાજા ભરથરી બહુ જ ગુસ્સે થયા. તેમણે વિક્રમને બોલાવીને દેશપાર કર્યો. વિક્રમ તો કાંઇ પણ બોલ્યા વિના ચાલી ગયા. આ પ્રમાણે રાજાનો વિશ્વાસ સગા ભાઇયે પણ કરવો નહિ. તે કોઇનો પણ મિત્ર નથી.

દુહો.

**મહીપતિ મિત્ર કોનો નહિ, મહીપતિ દેખે ન આંખ:**
**માને કાને સાંભળ્યું, ભુંડાપણ એ ભાખ.**

છપ્પો.

**કો વેળા દે ધન, મન કો વેળા રહે હેઠે,**
**કો વેળા રહે રૂઠ, કો વેળા મહોબત ખૂવે;**
**કો વેળા દે શીરપાવ, કો વેળા લક્ષ લે લૂંટી;**
**કો વેળા પરસન, કો વેળા કહાડે કુટી**
**ઘડી ઘડી માંહી ગુણ ઘણા, શામળ સાચું કહે સહી;**
**નવ દીઠો નવ સાંભળ્યો, રાજા મિત્ર કોનો નહિ.**

આ વખતમાં ઉજ્જનીમાં એક બ્રાહ્મણ રહેતો હતો; તે બહુ જ તપ કરતો હતો. તેનું નામ નરપત શર્મા હતું. એક વાર એને મહાકાળી પ્રસન્ન થઈ ગયાં, અને એક ફળ

આપ્યું, અને કહ્યું કે તું આ ખાઇ જા. તેથી તને ઘડપણ કે મોત આવશે નાહ. આમ અમરફળ આપીને માતા અલોપ થઇ ગયાં. નરપત શર્માએ વિચાર કર્યો કે મારે અમર થઇને શું કરવું છે ? હું કોનું ભલું કરૂં છું ? ભીખ માંગીને પેટ ભરૂં છું. એવા ભીખારીને જીવીને શું કરવું ?

છપ્પો.

**ભીખમાંહીં નહી ભોગ, જોગ પણ ભીખ નહીં સાધે,**
**ભીખ માંહી નહી માન, દાન સનમાન નવ સાધે;**
**ભીખારી નામ નિર્માલ્ય, ભીખથી ભારજ ખુવે,**
**ભીક્ષા ઓછું પાત્ર, ભીખ સામું કુણ જુવે;**
**તરત તુચ્છ તું તુંડથી, બહુ હલકી ભીક્ષા કહી.**
**શામળ કહે સાચું કહો, ભીક્ષાથી ભુંડું છે કીયું.**

અમર તો એવા માણસે થવું જોઈએ કે જે લોકોનું ભલું કરી શકે. માટે આ ફળ હું રાજા ભરથરીને આપીશ. એમ ધારી તે એકાંતમાં જઇને રાજાને મળ્યો, અને અમરફળ તેને આપ્યું. પરંતુ રાજા ભરથરીને તો પોતાની રાણી વગર એક પળ પણ ચાલતું નહોતું. તેણે વિચાર્યું કે રાણી વગર જીવવું કાંઇ કામનું નહિ. માટે આ ફળ રાણીને આપું. રાણીયે ફળ લીધું. પણ રાણી કાંઇ સદ્ગુણી નહોતી. એણે તો રાજાના ઘોડાવાળા સાથે દોસ્તી કરી હતી, અને રાજાજીના ગયા પછી તેણે એ ફળ ઘોડાવાળાને આપ્યું. આ ઘોડાવાળો બહુ નીચ માણસ હતો. તે રોજ એક ગુણકાને ત્યાં ગાયન સાંભળવા જતો હતો. એણે એ ફળ ગુણકાને આપી દીધું. ગુણકાએ પોતાના મનમાં વિચાર કર્યો કે હું તો પાપી જીવ છું. જેમ વધારે જીવીશ તેમ વધારે પાપ

કરીશ, અને બીજા લોકોને પાપી બનાવીશ. મારાથી કોઇનુંયે ભલું નથી થવાનું. માટે જો રાજા ભરથરીને આ ફળ આપી દઉં તો તે અમર થઈ લોકોનું કલ્યાણ કરશે. આવું વિચારીને તે રાજાજીને મળવા ગઇ અને પેલું ફળ આપ્યું. ફળ રાજાજીયે ઓળખ્યું, અને ગુણકાને પૂછયું, કે આ ફળ તું કયાંથી લાવી તે સાચે સાચું કહે. ગુણકાએ ઘોડાવાળાનું નામ દીધું. રાજાએ તેને રજા આપી. પછી તે રાણી પાસે ગયા, અને પૂછયું કે ફળ કયાં ગયું ? ત્યારે રાણીયે કહ્યું કે એ તો હું ખાઇ ગઈ. પછી રાજાએ ઘોડાવાળાને બોલાવ્યો, અને એકાંતમાં પૂછયું કે તેં ગુણકાને જે ફળ આપ્યું હતું તે તું કયાંથી લાવ્યો હતો ? રાજાએ બહુ ધમકી આપી એટલે એણે રાણીનું નામ કહી દીધું. આ ઉપરથી રાજાજીને રાણી ઉપર બહુ જ તિરસ્કાર આવ્યો, અને રાણીને કહ્યું કે તું દુષ્ટ નિકળી. ફળ મારા જ કર્મનું છે; માટે એ હું ખાઇ જાઉં છું. આજે મોટી શિખામણ મને મળી છે. આ સંસારમાં કોઇનો વિશ્વાસ કરવો નહિ. પ્રેમ, રાજ્ય, ધન, વગેરે સૌ માયારૂપ છે. ખરો પ્રેમ ઈશ્વર સાથે કરવો જોઇયે. જે મમતા મેં તારી ઉપર રાખી એટલી ઈશ્વર ઉપર રાખી હોત તો સ્વર્ગનાં વિમાન આવત. આમ કહીને તેઓ ભગવાં લુગડાં પહેરીને મહેલમાંથી નિકળી પડયા. બધી વાત ગામમાં ફેલાઇ ગઈ. પ્રધાનો, અમલદારો, તથા રૈયત કરગરવા લાગી.

છપ્પો.

કાલાવાલા કરી કરગરે, પટરાણી પરધાન;
કેડે રૈયત કળકળે, મહીપત નવ દે માન.
પોપટ રૂવે પાંજરે, ઘોડા સૌ ઘોડાર;
હાથી રૂવે શેરીયે, દાસી સૌ દરબાર.

રંગમહેલ રંજીત ઘણા, જુગત આરસી જાણ;
તૃણવત તુચ્છવત કરી, મહીપત ગયા મસાણ,
નિરાશ થયા નરનાર, સહુ ખીજ્યા સઘળી પેર;
વસુધાપતિ વનમાં ગયો, ગામ લોક સૌ ઘેર.

આ પ્રમાણે રાજા ભરથરીયે તો કોઈનું કહ્યું માન્યું નહિ. પછી પ્રધાને વિચાર કર્યો કે રાજા વિક્રમને ગમે ત્યાંથી બોલાવી લાવવા જોઇયે. તેણે ચારે તરફ તપાસ કરવા માણસો મોકલ્યા.

વિક્રમરાજા તો જંગલમાં ગયા ત્યારથી આનંદમાં ફરતા હતા. તેમણે જાત્રાઓ કરી તથા હરસિદ્ધ માતાની પૂજા કરી. હરસિદ્ધમાતા પ્રસન્ન થયાં અને જાતે દર્શન દઇ વરદાન માંગવા કહ્યું, ત્યારે વિક્રમ બોલ્યા:

માતા માગું એટલું, કરૂં દુઃખ ભંજન કાજ;
લાહ લહાણું લોકને, એક છત્રધર રાજ.
સુખ પમાડું સર્વને, દુઃખને કાઢું દૂર;
કીર્તિ જીતું કરણની, કરૂં પરમારથ પૂર.

માતાજી આ નિઃસ્વાર્થ માગણીથી બહુ આનંદ પામ્યાં. એટલે કહ્યું કે જ્યારે મારી જરૂર પડે ત્યારે તું મારૂં સ્મરણ કરજે, અને હું તારી સમક્ષ હાજર થઇશ. આ પછી વિક્રમ-રાજા જગાએ જગાએ પરોપકારનાં કામ કરતા કરતા છુપે વેશે ફરતા હતા. એક વનમાં તેમનો તથા ભરથરીનો ભેટો થઇ ગયો. ભરથરી રાજાએ નાનાભાઇની બહુ જ માફી માગી, અને બનેલો બનાવ કહ્યો, અને કહ્યું કે આવી દુષ્ટ રાણીના કહેવાથી મેં તને દેશવટો દીધો તે માટે હું બહુ જ પસ્તાઉં છું. વિક્રમરાજાએ તેમને શાંત પાડયા, અને રાણીના ઉપર

ક્રોધ ના કરવા કહ્યું, તથા વિનંતિ કરી કે તમે પાછા જાવ અને રૈયતને સુખ આપો. પરંતુ ભરથરીએ કહ્યું કે હવે મને જ્ઞાન થયું છે એટલે હું તો નહિ જ જાઉં, પણ તમે જાવ. ત્યારે વિક્રમરાજાએ કહ્યું, કે તમે પોતે તપ કરવા ઇચ્છો છો, અને મને કેમ તપથી દૂર કરો છો? ત્યારે ભરથરીએ કહ્યું, કે મેં તો ગૃહસ્થાશ્રમ જોયો છે, તમે હજી જોયો નથી, માટે તે જોઇને અનુભવવો જોઇયે. વળી ગૃહસ્થાશ્રમી પણ તપ સાધી શકે છે. ગૃહસ્થાશ્રમમાં રહી પરદુઃખભંજનનાં અનેક કામ કરી શકાય છે. માટે તમે પાછા જાવ અને રૈયતને સંતોષો, તથા રાજ્ય સંભાળી લ્યો.

આ દરમિયાન ઉજ્જન નગરીમાં વૈતાળ નામે એક યક્ષ આવ્યો હતો. તેણે ગામલોકનું ભક્ષ કરવા માંડ્યું. કોઇ તેને કબજે કરે તેવું ગામમાં રહ્યું નહોતું. એટલે પ્રધાન બીચારો નરમ થઇને તેને જઇને પગે પડયો. ત્યારે વૈતાળે કહ્યું કે જો મને તું રોજનો એક માણસ આપે તો હું બધાંને નહિ ખાઉં. પ્રધાને નિરૂપાયે આ વાત કબુલી, અને દરેક ઘરમાંથી, રોજ વારાફરતી એક એક માણસ લેવું, એમ ઠરાવ્યું. લોકોમાં આ વાતનો બહુ ત્રાસ હતો.

ભરથરીના સમજાવ્યાથી વિક્રમરાજા ઉજ્જન તરફ પાછા ફર્યા. પરંતુ તેમનો વિચાર છુપે વેશે જઇને ગામની સ્થિતિ જોવાનો હતો. એટલે તેઓ કોઇને પણ ખબર આપ્યા વગર જ ત્યાં ગયા. ગામમાં રાત પડવાની વખતે તેઓ એક કુંભારના ઘર આગળ આવી પહોંચ્યા. ત્યાં બધે રોકકળ થઇ રહી હતી. તે જોઇને એક અજાણ્યા તરીકે વિક્રમરાજાએ તેનું કારણ પૂછયું.

બધાંએ વૈતાળની વાત કહી, અને જણાવ્યું કે રાજા વગર પ્રજા બહુ દુઃખી થાય છે. આજે મારા એકના એક છોકરાનો વારો વૈતાળ પાસે જવાનો છે, અને કાલે અમે વાંઝીયાં થઇ જઇશું. આ સાંભળી વિક્રમરાજાને દયા આવી, અને તેમણે કહ્યું, કે આજે તારા છોકરાને બદલે હું જ જઈશ. રાત્રે વિક્રમરાજા વૈતાળ પાસે ગયા, અને વૈતાળ જ્યારે તેમને ખાવા આવ્યો ત્યારે તેની સાથે યુદ્ધ કર્યું. વૈતાળ યક્ષ હતો, પણ વિક્રમરાજાને હરસિદ્ધ માતાની મદદ હતી એટલે તેને હરાવીને તાબે કર્યો, તથા તેની પાસેથી વચન લીધું કે વિક્રમરાજા જ્યારે યાદ કરે ત્યારે તેણે હાજર થવું. સવાર પડતાં તો આખા ગામમાં વૈતાળ હાર્યાની વાત ફેલાઇ ગઇ અને ગામલોક ભેગું થઇ ગયું. બધાયે વિક્રમરાજાને ઓળખ્યા અને તેમને બહુ માનપાનથી ગાદીએ બેસાડયા, અને ત્યાર પછી તેમણે ઘણા પરોપકારનાં કામ કરીને લાંબા વખત સુધી રાજ્ય કર્યું.



વાર્તા ૩૧ મી.

# રૂપાવતીની વાર્તા.

પુતળીઃ રેણુકા.

## વાર્તા ૩૧ મી.

# રૂપાવતીની વાર્તા.

### પુતળી: રેણુકા.

ભોજરાજાના ગુણ ગાઇને કવિ શામળભટ્ટ કહે છે, કે જ્યારે વળી તેઓ સિંહાસન ઉપર બેસવા ગયા, ત્યારે રેણુકા નામની ૩૧ મી પુતળી બોલી: હે રાજા! આ સિંહાસન ઉપર બેસવાની યોગ્યતા હજી તમે નથી મેળવી. હજી તો વિક્રમરાજા જેવા ઘણા પરોપકારનાં કામ તમારે કરવાના છે, એમ કહીને તેણે વિક્રમરાજાની નીચેની વાત કહી.

નરસિંહપતિ નામે એક રાજા હતો. તે બહુ જ સત્યવાદી અને સાહસિક હતો. તેને ઇંદ્રજીત નામે એક પુત્ર હતો તથા રૂપાવતી નામે પુત્રી હતી. આ રૂપાવતી બહુ જ હોંશીયાર અને રૂપાળી હતી. આ કન્યા ક્યાં પરણાવીશું તેની ચિંતા રાજાને થતી હતી; કારણ કે એને લાયક વર મળવો મુશ્કેલ હતો. એક વાર રાજા રાણી અને પાટવી કુંવર આ સંબંધી વિચાર કરતા હતા, તેટલામાં તેમના ગોર આવ્યા. ગોરે કહ્યું: તમે નકામી ચિંતા કરો છો. એના લગ્ન માટે વિધાતાએ જે લેખ લખ્યા હશે તે મિથ્યા થનાર નથી:—

"ઉલટ સુલટ સૌ ખગ ક્ષિતિ, કોઇક કાળે થાયે કંઇ;
"સામળ કહે જન્મ મરણ પરણ, પણ એક પાછું થાયે નહી."

પુત્રીની ચતુરાઇ જોઇ તેને વિશેષ કેળવણી આપવાનો રાજાએ વિચાર કર્યો અને ગામમાં વિદ્યાનિધિ નામે અતિ વિદ્વાન બ્રાહ્મણ રહેતો હતો તેને બોલાવ્યો. એ બ્રાહ્મણ પાસે રાજપુત્રી ભણવા બેસે તેવી ગોઠવણ કરી. રાજકન્યાએ તો ટુંકા વખતમાં બહુ સારૂં જ્ઞાન મેળવ્યું.

વિદ્યાનિધિને શોભાસિદ્ધ નામે એક પુત્ર હતો. તે બહુ જ વિદ્વાન હતો, અને સાથે રૂપવાન પણ હતો. તેનું ડહાપણ અને ચારિત્ર બધે જ વખણાતું હતું. ધર્મશાસ્ત્ર, સંગીત અને કલા એ સર્વ વિષયમાં તે પ્રવિણ હતો. ગુરૂજી તો ઘરડા હતા એટલે બાળક રાજકન્યા તેમને જાતજાતના પ્રશ્ન પુછતી હતી. તેમાં તેમનાં કુટુંબની વાતો પણ આવી જતી હતી. એટલે રાજકન્યા જાણતી હતી કે ગુરૂને પંદર સોળ વર્ષનો એક વિદ્વાન પુત્ર છે. તે મુજબ ગુરૂનો પુત્ર પણ રાજકન્યાની ચતુરાઇ વિષે પિતા પાસેથી ઘણું ઘણું સાંભળતો હતો. આ રીતે એ બે જણા વચ્ચે અજાણ મૈત્રિ થઇ હતી.

એક વાર શોભાસિદ્ધને વિચાર આવ્યો કે હું કુંવરીની પરીક્ષા લઉં. એમ ધારી તેણે એક શમસ્યા લખીને ચીઠ્ઠી કુંવરીનું પુસ્તક, જે તેના પિતા ઘેર લાવ્યા હતા, તેમાં મુકી દીધી. બીજે દિવસે ચબરાક કુંવરીના હાથમાં તે ચીઠ્ઠી આવી. એ ચીઠ્ઠીમાંની શમસ્યા જોઇને કુંવરીને આનંદ થયો. એ તો સમજી જ ગઇ કે આ કામ ગુરૂજીના પુત્રનું

છે. તેને લાગ્યું કે આ છોકરો બહુ જ વિદ્વાન હોવો જોઈયે. તેની હોંશીયારીની પાકી પરીક્ષા લેવાનો તેણે વિચાર કર્યો, અને થોડા છપ્પા લખીને ગુરૂના પુસ્તકમાં મુકી દીધા.

કોણ પૃથ્વીથી પ્રૌઢ, કોણ અણુથી નાનો;
કોણ પવનથી પહેલ, કોણ દેવીથી દાનો;
કોણ ઇંદુથી વિમળ, કોણ અગ્નિથી તાતો;
કોણ દૂધથી ઉજ્વળ, કોણ મદિરાથી માતો.
કોણ તેજ રવિ થકી, કોણ સાકરથી ગળી;
શામળ કહે ઉત્તર લખે, તો તે પહોંચે રળી.
કોણ તરણુથી તુચ્છ, કોણ મણિથી મોંઘો;
કોણ શોભા સુવર્ણથી, કોણ કુસંપથી સોંઘો.
કોણ બરાસથી બહેંક, કોણ કાજળથી કાળો;
કોણ લોહથી કઠણ, કોણ બાળકથી બાળો.
કોણ વિંછીથી વેદના, મેશથકી મેલુ કવણ ?
શામળ મીઠો અમૃતથકી, સુકંઠે સંતોષ પામે શ્રવણ,

ગુરૂજી ઘેર પહોંચ્યા એટલે તેમના પુત્રને ચટપટી થઇ. તે જમવા બેઠા એટલે તેણે ચોપડીઓ તપાસી. એક પુસ્તકમાંથી કાગળ નિકળ્યો, અને તેના ઉપર સીના અક્ષર હતા. એ જોઇને તેને આનંદ થયો. પોતાની સમશ્યાના જવાબને બદલે સામી સમસ્યા તેણે જોઇ. જે કોઈ સમસ્યા લખી શકે તે પણ છોડી શકે. આ જોઇને તેને ખાત્રી થઇ કે આ કુંવરી બહુ જ હોંશીયાર છે. પોતાની વિશેષ હોંશીયારી બતાવવા તેણે તેની સમશ્યાનો ઉત્તર આપ્યો:

અવનિથી મોટું નીર, અણુથી લોભ નાનો;
પવનથી પહેલું મન, વિવેક દેવાથી દાનો.
ચંદ્રથી નિર્મળ નીર, ક્રોધ અગ્નિથી તાતો;
દૂધથી ઉજળો જશ, અમલ મદિરા માતો.

**તેજ રવિથી નેત્રનું, ગરજ ચાકરથી ગળી;**
**કીરત લહેર દરિયાથકી, શામળ કહે ટાળી નવ ટળી.**
**તૃણ થકી જાચક તુચ્છ, ગુણ મણિથી મોંઘો;**
**સુવર્ણથી શોભિત સુપુત, ઓશીઆળ કુસંપથી સોંઘો.**
**પરમાર્થ બરાસથી બહેક, કપુત કાજળથી કાળો;**
**સુમ લોહથકી કઠણ, મુરખ બાળકથી બાળો.**
**વચન વીંછીથી વેદના, મેશથી મોટું કલંક છે;**
**દાતા ગરૂઓ મેઘથી, શામળ કહે આડે આંક છે.**

કુંવરીએ તો ઉત્તરની આશા રાખી જ હતી. તેણે ચાલાકીથી આ કાગળ લઇ લીધો. ઉત્તર વાંચીને તો તે બહુ જ આનંદ પામી. હવે તો તેણે મનમાં નિશ્ચય કર્યો કે હું વરીશ તો બ્રાહ્મણપુત્ર સાથે જ વરીશ. ધનવાન હોય તેનું ધન નાશ પામે. રાજાઓના રાજ પણ જાય. ઉત્તમ કુળની લાંબી તપાસ કરીએ તો કાંઈક કલંક પણ નીકળે. પણ વિદ્યા આ સૌથી મોટી છે. માટે હું તો વિદ્યાને જ વરીશ. ભલે બીજી રીતે તે ગમે તેવો હોય !

**“ રાજભય ચોરાગ્નિ નહી, ભાગ મુકાવે બહુ થકી;**
**“ મોટા પુરૂષ મન માનજો, સદવિદ્યા મોટી સહુ થકી.”**

આવો નિશ્ચય તે કુંવરીએ પોતાના મન સાથે કર્યો. આ પછી સામસામી બહુ બહુ સમસ્યાઓ અને ઉત્તરો થયા; અને જેમ જેમ બ્રાહ્મણની વિદ્વત્તા કુંવરીએ જોઇ તેમ તેમ તેનો તેની સાથે લગ્ન કરવાનો નિશ્ચય દ્દઢ થયો. આ ઉપરાંત આ ચીઠ્ઠીઓથી તેમણે શાસ્ત્રની પણ ચર્ચા કરી. એ ચર્ચા થયા પછી તો રૂપાવતીને લાગ્યું કે આવા વિદ્યા-વિનોદી પતિ વિના હવે તો એક ક્ષણ પણ મારાથી નહિ રહેવાય. એટલે તેણે એક કાગળ લખીને તે બ્રાહ્મણને પોતાના

વિચાર જણાવ્યા અને લખ્યું કે તું જ હવે મારો આધાર છું, સરદાર છું, અને મારો પ્રાણ છું. માટે હવે તું મારી સાથે લગ્ન કરવા આવજે.

આ કાગળ વાંચીને તો બ્રાહ્મણભાઇની આંખે અંધારાં આવ્યાં, અને કાળજું થરથરવા લાગ્યું. એને લાગ્યું કે રાજા જો આ વાત જાણશે તો અમારો જીવ લેશે. એટલે એણે કાંઇ જવાબ જ ના આપ્યો. બીજે દિવસે વળી વધારે આજીજીભર્યો કાગળ આવ્યો. તોપણ તેણે કાંઈ કર્યું નહિ. અને ત્રીજે દિવસે તો એવો કાગળ આવ્યો કે તે બ્રાહ્મણને પણ લાગ્યું કે હવે જો હું તે બાઇને નહિ મળું તો તે જરૂર પ્રાણ તજશે, અને મને સ્રીહત્યા લાગશે. એમ વિચારીને તે સંધ્યાકાળે કુંવરીના મહેલ તરફ ગયો, અને મહેલ આગળ દાસી ઉભી હતી તેને આશીર્વાદ આપીને ઉભો રહ્યો. કુંવરીને આ સમાચાર મળ્યા, અને તે હરખથી તેને મહેલમાં તેડી લાવી.

મહેલમાં ગયા પછી તે ઋષિ જેવા બ્રાહ્મણે કહ્યું: કુંવરી ! તમારી હઠ છોડી દો. આમાં તમને તો કાંઇ નહિ થાય પણ મારો જીવ જશે. મારી તો વિદ્યા અને આબરૂ બધુંએ તમે લેવા બેઠાં છો. તું રાણી છું અને હું રંક છું. હું ભિક્ષુક છું ને તું ભાગ્યશાળી છું. હું શીયાળ છું અને તું સિંહણ છું. હું કથિર છું અને તું કનક છું. હું કુવા જેવો છું અને તું સાગર જેવી છું. હું આગીઓ છું અને તું સૂર્ય છું. હું ભીખ માગનાર છું અને તું તો સદાવ્રત આપનાર છું. માટે આપણો કોઈ દિવસ મેળ મળે નહિ.

એમાં આપણુ બંનેને નુકશાન છે. તને કોઇ રાજપુત્ર કે પ્રતાપી પુરૂષ કેમ ના ગમ્યો ! કોઇ દાતા કે ગરાસીયો કેમ ના ગમ્યો ! તારૂં ડહાપણુ બધું ક્યાં ગયું ? શા માટે તું મને કમોતે મારવા બેઠી છું ?

આ બધું સાંભળીને કુંવરીની આંખે આંસુ આવ્યાં. તેણે ઘણા કાલાવાલા કરીને બ્રાહ્મણને સમજાવવા માંડયો અને કહ્યું: હું તો તમને વરી ચુકી છું. જ્યાં તમે ત્યાં જ હું. પરંતુ તમે મોતથી આટલા બીનો છો કેમ. જીવ જતાંયે હું તમારૂં રક્ષણ કરીશ. વળી તમે મને કહો છો કે મેં બીજો કોઈ પતિ કેમ ના પસંદ કર્યો ? પરંતુ તમે તો વિદ્વાન છો. કજોડું એટલે શું તે જાણો છો. વયનું કે શરીરનું કજોડું હોય તેના કરતાં મન અને બુદ્ધિનું કજોડું બહુ ખોટું છે. તમારા પિતાએ મને જ્ઞાન આપ્યું છે. એ જ્ઞાનની બરોબરી કરનાર કોઇ ક્ષત્રિ કે રજપુત નથી. એટલે મેં તો તમારી સાથે જ સજોડું સાંધ્યું છે. આમાં તમારો દોષ નથી. તમે કપટ કર્યું નથી. તમે મને ભોળવી નથી. વળી આપણો વિચાર પાપી નથી. હું તમારી સાથે લગ્ન કરીને જોડાવા માગું છું. એટલે આપણે ઇશ્વરનો ડર રાખવાનો નથી. અને ઇશ્વર વિના બીજા કોઇની હું દરકાર નથી કરતી. માટે તમે ભય તજો અને મને વરો.

બ્રાહ્મણપુત્રને પણ કુંવરીની વાત તો સાચી લાગી. વળી તેણે વિચાર કર્યો કે ભય તો મને મોતનો જ લાગે છે. પણ મોત જો લખ્યું હશે તો હું ટાળી શકનાર નથી. હું ગમે તે ઉપાય કરીશ, કે ગમે ત્યાં સંતાઇશ પણ મોત મને

મુકશે નહિ. ત્યારે પછી ડરવું શા માટે ? એમ વિચારી તેણે કુંવરીની માંગણી સ્વીકારી. દાસીઓ અને સખીઓની હાજરીમાં તેમણે ગાંધર્વવિવાહ કર્યો અને કુંવરીએ ચુડો પહેર્યો અને ગળામાં લગ્નહાર ઘાલ્યો. પછી તે બ્રાહ્મણને ત્યાંથી વિદાય કર્યો.

છ કાને જે વાત ગઇ હોય તે છાની રહેતી નથી. ધીમે ધીમે આ વાત જુદા જુદા રૂપમાં મહેલમાં અને ગામમાં ફેલાઇ.

કુંવરીએ પણ તે દિવસથી બ્રાહ્મણો માટે સદાવ્રત બાંધ્યું. આ સદાવ્રત લેવા પેલો બ્રાહ્મણપુત્ર પણ આવતો હતો. બધા બ્રાહ્મણોના ગયા પછી કુંવરી તેની સાથે વિદ્યા-વિનોદ કરતી હતી. જાતજાતની સમશ્યાઓ, દુહાઓ અને ચોપાઇઓ તેઓ સામસામે બોલતાં હતાં, અને બહુ જ આનંદ મેળવતાં હતાં. એક વાર રાજા પોતે કુંવરીના મહેલે આવ્યા. તે વખતે દાસીઓ દૂર હતી. પેલો બ્રાહ્મણ સદાવ્રત માટે આવ્યો હતો, અને તેની સાથે કુંવરી કવિતા વિનોદ કરતી હતી. રાજા આવ્યા એટલે એ સાવધાન થઇ ગઇ. બ્રાહ્મણને નેત્રથી વિદાય કર્યો, અને પિતાજીને પગે પડી. રાજા કહેઃ આ શું માંડયું છે ? કુંવરી કહેઃ આપને બત્રીસમું વર્ષ બેઠું તેની ખુશાલીમાં મેં સદાવ્રત માંડયાં છે. વળી આપના રક્ષણ માટે મેં ઇષ્ટ આરાધ્યા, તેમણે પ્રસાદમાં મને હાર આપ્યો તે પહેર્યો છે. રાજા કાંઇ જવાબ આપી શકયા નહિ. પણ છોકરીના હાવભાવ જોઇ તેમને લાગ્યું કે આ કુમારિકા મટીને સ્ત્રી થઇ છે. એની આંખમાં ગૃહિણી જેવી શરમાળતા આવી છે. એટલે કાંઇક વિપરીત બન્યું છે.

પણ પોતાના ઘરની વાત પૂછે કોને ? એ તો વિચાર કરતો કરતો મહેલમાં ચાલી ગયો. અંતે તેણે નક્કી કર્યું કે હું પોતે જ રોજ રાત્રે તેની ચર્ચા જોઇશ અને ખરી હકીકત ખોળી કાઢીશ.

રાજાએ પોતાને જોયો હતો એટલે બ્રાહ્મણને પણ ભય લાગ્યો. એણે કુંવરીને વિનંતિ કરી કે હવે મને જવા દે. જો ! રોજને રોજ કાંઇ વાત છુપી રહે નહિ. જે માણસ રોજ વેપાર કરે તેને ખોટ પણ આવે. જે રોજ ભીખ માંગે તેનું કોઇ દિવસ અપમાન પણ થાય. જે રોજ ચોરી કરે તેનું કોઇ દિવસ માથું પણ કપાય. માટે હવે સમજી જા.

રાજપુત્રીએ કહ્યું કે તમે બ્રાહ્મણ છો, વિદ્વાન છો, અને વળી હું તમને વરી છું, એટલે તમને કાંઇ થવાનું નથી. પણ જો તમને ઠીક ન લાગતું હોય તો આઠ દિવસે એક જ વાર મને મળવા આવજો. હું જેમ તેમ કરીને સાત દિવસ તમારા વિયોગમાં કાઢીશ. પણ જો તમે મને તજી દો તો તમને મ્હારા સમ છે, એમ કહી તેણે તે વિપ્રને બહુ કીમતી ઝવેરાત આપ્યું. તે ત્યાંથી ગયો, અને પિતાને ઝવેરાત આપ્યું. બ્રાહ્મણે પુછયું એ કયાંથી આણ્યું ? ત્યારે પુત્ર બોલ્યો: રાજાની વર્ષગાંઠે કુંવરીએ પૂજા માંડી હતી, તેણે મને આ દાનમાં આપ્યું. આટલું કીંમતી ઝવેરાત દાનમાં આપ્યાનું સાંભળી તે બ્રાહ્મણને વહેમ તો પડયો. પણ જર દેખી મુનિવર ચળે, એમ એ ભાઇ પણ લોભાયા, અને કાંઇ બોલ્યા વિના ઝવેરાત લઇ લીધું.

તે દિવસથી રોજ રાત્રે રાજા પોતે ત્યાં ગુપચુપ તપાસ રાખે છે. સાત દિવસ સુધી તો કાંઇ બનાવ બન્યો નહિ. પણ આઠમે દિવસે રાત્રે પેલો બ્રાહ્મણ ઠરાવ પ્રમાણે કુંવરીને મળવા આવ્યો. તેને મહેલમાં જતો જોઇને રાજાને ક્રોધ ચઢયો. તેમણે એકદમ તેને પકડયો, અને ચોકીદારોને સોંપી દીધો, તથા હુકમ કર્યો કે વહાણું વાતાં આ માણસને શુળીએ ચઢાવી દેજો. કોઈ અટકાવવા આવે તો તેનું સાંભળશો નહિ અને સવા પહોર દિવસ ચઢે ત્યાં સુધી મારા મહેલમાં કોઇને આવવા દેશો નહિ. જો આ કામમાં ચુક આવશે તો હું તમારા સૌના ડોકાં ઉડાવી દઇશ.

વહાણું વાતાં તો આખા ગામમાં વાત ફેલાઇ ગઇ કે ઋષિના પુત્રને રાજા શુળી દે છે. એ બ્રાહ્મણને તો આ વાતની બીક હતી જ. તેણે તો હવે રામનામનો જપ કરવા માંડયો. એણે વિચાર્યું કે આવા સંકટમાં રામ વગર બીજું કોઇ મદદ કરી શકે તેમ નથી. એના બાપે જાણ્યું કે પેલાં રત્નને લીધે તેને સજા થઇ હશે, અને ગામલોક ફાવે તેવી ધારણા કરવા લાગ્યા.

એ ગામમાં નગરશેઠ હતા, તે બહુ જ ધનવાન અને પવિત્ર હતા. તેમનો પુત્ર તેજપાળ સોળ વર્ષનો હતો. તે પણ ઘણો પરોપકારી હતો. તેણે આ વાત સાંભળી એટલે તે બ્રાહ્મણપુત્ર પાસે ગયો અને હકીકત જાણવા માંગી. બ્રાહ્મણે કહ્યું, હું તો રામનામ ભજું છું. કોઇ માણસ હવે મને બચાવે તેમ નથી. માટે મારૂં દુઃખ બધાને મોંઢે રડીને નકામી આબરૂ નહિ ગુમાવું. પરંતુ તેજપાળે બહુ જ

આજીજી કરી અને સમ દીધા; ત્યારે બ્રાહ્મણે બધી હકીકત કહી અને બોલ્યો: આમાં રાજાનો કાંઇ વાંકજ નથી. એ તો મને સજા કરે તે બરોબર છે. એ સજાનો કે મોતનો પણ મને શોક નથી. પરંતુ આઠમે દિવસે કુંવરીને મેં મળવાનું વચન આપ્યું છે. એ કાંઇ આ વાત જાણતી નથી. એટલે એ તો એમ જ જાણશે કે એને હું તજીને ચાલી ગયો. એટલે એ કદાચ વિરહથી ના કરવાનું કરી બેસશે અને મને તેનો દોષ બેસશે.

તેજપાળે કહ્યું કે તું જરાયે ચિંતા કરીશ નહિ. તારી જગાએ હું બેસું છું, અને તું તારે જા. એટલે કોઇ તને અટકાવશે નહિ. તારૂં વચન પળશે અને કુંવરી પણ બચશે. ત્યારે બ્રાહ્મણે કહ્યું કે, હું તો કાંઇ ના જઉં. પણ તું મારો જમાન થા. અત્યારે કુંવરીને હું મળી આવું અને શુળી દેતી વખતે આવી પહોંચું. આ પ્રમાણે નક્કી કરીને એ ગયો અને કુંવરીને મળ્યો.

વખત થતાં એ તો પાછો ના આવ્યો, એટલે સિપાઇઓ તો તેજપાળને શુળીએ ચઢાવવા લઇ ગયા. તેજપાળને તો આનંદ થયો કે પોતાને લીધે બ્રાહ્મણનો જીવ બચે છે. પરંતુ આખા ગામમાં વાત ચાલી રહી કે નગરશેઠના પુત્ર તેજપાળને શુળીએ ચઢાવે છે એટલે આખું મહાજન દોડતું આવ્યું. અને નગરશેઠ અને તેમનાં વહુ પણ આવ્યાં. પેલા ઋષિ પણ આવી પહોંચ્યા. તેજપાળના બાપ કહે છે કે પિતાના પહેલાં પુત્ર મરી શકે નહિ માટે પ્રથમ મને શુળી દે. પેલા ઋષિ આવીને કહે છે કે મારા પુત્રને બદલે તેજપાળ

શેને શુળીયે જાય. મને જ શુળી દો. અહીં તો સૌ સિપાઇઓ ગભરાઇ ગયા. તેઓ કોઇને શુળીએ ચઢાવી શકતા નથી અને રાજાને તો પુછવા પણ નથી જવાતું.

બીજી તરફ કુંવરીને પેલા બ્રાહ્મણે બધી હકીકત કહી, અને મરવા જવા રજા માંગી. કુંવરી કહે પ્રથમ હું મારી માતાને મળીને બધી વાત કહું. પછી તમારે જે કરવું હોય તે કરજો. એ બે જણ રાણી પાસે ગયા. રાણીયે બધી વાત સાંભળીને કહ્યું: તારા પિતાજી આ ગરીબ બ્રાહ્મણને જમાઇ તરીકે કબુલ નહિ રાખે. એટલે પેલો બ્રાહ્મણ દોડતો શુળી પાસે ગયો, અને કહ્યું, કે મને શુળી દો અને તેજપાળને જવા દો. પરંતુ હવે તેજપાળે ત્યાંથી ખસવા ના પાડી. એટલામાં પાછળથી રાજકુંવરી પોતે આવી અને કહ્યું કે આ સૌને છોડી દો. બધો વાંક જ મારો છે.

વાત આમ વધી ગઇ, એટલે પ્રધાન ત્યાં આવ્યા અને ત્યાંથી તે તાબડતોબ રાજા પાસે ગયા અને બધી વાત કહી. રાજા કહે મારૂં વચન તો મિથ્યા થાય નહિ, તેમ પુત્રીને પણ મરવા દેવાય નહિ, માટે હવે શું કરવું.

આ વખતે વિક્રમરાજા જગન્નાથપુરીની જાત્રાયે જવા નિકળ્યા હતા તે ફરતા ફરતા આ શહેરમાં આવ્યા. લોકોમાં આટલો કોલાહલ જોઇને તેમણે પુછપરછ કરી. બધી વાત જાણ્યા પછી એમને આ ગામના લોક માટે બહુ માન ઉપજ્યું. અહીં બધા વચનના સાચા છે, તથા વચન માટે પ્રાણ આપે તેવા છે. વળી પરોપકારી પણ છે. એમને રાજાનો દોષ પણ ન લાગ્યો. એનું પણ વચન તો રહેવું જોઇયે, એમ

વિચાર કરી તે રાજાને મળ્યા અને કહ્યું: રાજાજી હું એક અજાણ્યો મુસાફર છું, એટલે તમે મને જ શુળીયે ચઢાવો, અને બીજાને છોડી મુકો. મારી તરફથી તમને અટકાવ કરવા કોઇ આવશે નહિ એટલે તમારૂં પણ સચવાશે અને કોઇને નુકશાન થશે નહિ. રાજાએ કહ્યું એ વાત ઠીક છે; પણ બિનગુન્હેગારને હું કેવી રીતે સજા કરૂં ? અંતે ઘણી વાતચીત પછી એમ ઠર્યું કે બધો મામલો એક અઠવાડિયું મુલતવી રાખવો. ત્યાં સુધીમાં પેલો મુસાફર એના ગુરૂ પાસેથી આ વાતનું નિરાકરણ શોધી લાવે. મુસાફરે પોતાનું વચન આપ્યું અને સૌને તેમાં વિશ્વાસ આવ્યો. આ રીતે બધું દુઃખ તરતને માટે તો ટળ્યું.

વિક્રમરાજા ત્યાંથી નિકળ્યા. જાત્રાએ જવાનું માંડી વાળ્યું અને પોતાના ગુરૂજી પાસે ગયા. રસ્તામાં અનેક દુઃખી જન મળ્યા. પ્રથમ તો એક સુંદર આંબો આવ્યો. તેની ઘટા બહુ જ સરસ હતી. તેને મોટી કેરીઓ આવી હતી. રાજા તેના છાયામાં બેઠા અને ઝાડનું અમૃતફળ ખાવા મન કર્યું, એટલે આંબો બોલ્યો: હે રાજા હું તો મહા પાપી છું. મારાં ફળ તો જોવાનાં જ છે. કારણ તેની અંદર બધા જંતુ છે. મારાં ફળ કોઇને કામનાં નથી. જો તેનું કારણ તમે ખોલીને ને દૂર કરી આપો તો મારૂં દુઃખ જાય. વિક્રમરાજાએ તેનું પણ દુઃખ ગુરૂજીને કહેવા વચન આપ્યું.

ત્યાર પછી તેમણે એક કુવા કાંઠે મુકામ નાંખ્યો, તે પાણી પીવાના વિચાર કરતા હતા તેવામાં અંદરથી અવાજ આવ્યો કે: રાજા મારૂં પાણી પીશો નહિ, એ તો ઝેરી છે.

કોઇને કામનું નથી. તમે આટલો મારો શ્રાપ ટાળો. રાજાએ એનું દુઃખ પણ ગુરૂજીને કહેવા વચન આપ્યું.

અંતે રાજા પોતાના ગુરૂ પાસે ગયા. તે વખતે બરોબર આઠમો દિવસ હતો. રાજાએ ગુરૂજીને બધી વાત કહી. ગુરૂજીએ કહ્યું કે જો, કુવામાં ઝેરી નાગ છે, તેને ત્યાંથી બહાર કાઢે તો કુવો સુધરે. એ આંબાનાં મૂળમાં કોઈ કંજુસનું ધન ડાટેલું છે; તેથી તે ખોદી કાઢીને દાનમાં આપી ધો એટલે એનાં ફળમાં કીડા નહિ પડે. રાજાએ કહ્યું, કે એ તો બધું ઠીક છે, પણ હમણાં ને હમણાં પેલા લોકોને ગામ નહિ જઇએ તો સાત જીવની હાનિ થશે.

પણ આગળ આઠમો દિવસ થયો એટલે પેલા બધાં જ શુળી આગળ ભેગાં મળ્યાં. નગરશેઠનો દીકરો અને તેના માબાપ અને પત્ની; પેલો બ્રાહ્મણ, તેનો પિતા અને રાજકુંવરી, આ સૌ મરવા તૈયાર થયા હતા. રાજા પણ ત્યાં આવ્યા, અને કહ્યું કે પેલો મુસાફર જુઠું બોલે તેવો તો નહોતો. માટે આપણે સાંજ સુધી વાટ જોવી જોઇએ. બધાં ત્યાં જ બેઠાં અને રામનામની ધુન લગાવી.

સાંજ પડતાં તો રાજા વિક્રમ અને ગુરૂજી ત્યાં અંતરીક્ષથી આવ્યા. તે ગામના રાજા ગુરૂજીને પગે લાગ્યા અને પોતાનું સંકટ કહ્યું, અને બોલ્યા કે મારૂં વચન મિથ્યા કેમ થાય ! ત્યારે ગુરૂજીએ સમજણ પાડી કે તમે તો એને ચોર અને ખરાબ માણુસ જાણીને શિક્ષા કરી હતી. પરંતુ દરેક રાજાએ શિક્ષા કરતાં પહેલાં ન્યાય કરવો જોઇયે. ન્યાયને અંતે જે ગુન્હેગાર લાગે તેને સજા કરવી જોઇયે. માટે આ કામમાં તમે ન્યાય કરો.

જુવો, આ બ્રાહ્મણપુત્ર વિદ્વાન છે, અને સર્વ રીતે તમારી કુંવરીને યોગ્ય છે, અને તમારી વિદ્વાન પુત્રીએ પોતે તેની સાથે ગાંધર્વવિવાહ કર્યો છે. એટલે એ બ્રાહ્મણ ચોર પણ નહોતો અને ખરાબ માણસ પણ નહોતો. એટલે એ બિનગુન્હેગાર ઠરે છે. વળી તમે જે સજા કરી છે તે અજાણમાં કરી છે માટે એ કાંઈ વચન કહેવાય નહિ. પોતાની ભૂલ સુધારવી એ તો દરેક શાણા માણસનું કર્ત્તવ્ય છે. આ વાતને આખા ગામના લોકોએ વધાવી લીધી. એટલે રાજાએ પણ કબુલ રાખી. પછી રાજકન્યા અને બ્રાહ્મણ-પુત્રના ધામધુમથી લગ્ન થયાં. વિક્રમરાજાએ પેલા બ્રાહ્મણને સાત ગામ ઇનામ આપ્યાં ત્યારે જ બધાંયે તેમને ઓળખ્યા અને સૌ તેમને નમ્યા. પછી વિક્રમ રાજાએ પેલા આંબાના ઝાડ અને કુવાનાં દુષણ દૂર કર્યાં, અને પછી ત્યાંથી જગન્નાથપુરી તરફ ચાલ્યા. આટલી વાત કહીને રેણુકા પુતળી આકાશમાં ઉડી ગઈ.



વાર્તા ૩૨ મી.

# મડાપચ્ચીશીની વાર્તા.

પુતળી ઇંદ્રાણી.

## વાર્તા ૩૨ મી.

# મડાપચીશીની વાર્તા.

## પુતળી : ઇંદ્રાણી.

ઇંદ્રાણી નામે બત્રીસમી પુતળી વિક્રમરાજાના પરાક્રમની વાત કહે છે, અને રાજા ભોજ તે સાંભળે છે.

શરૂઆતમાં કવિ શારદાદેવીની સ્તુતિ કરીને કહે છે, કે જેને શારદા પ્રસન્ન છે તેને શેની ખોટ હોય ? અને કવે છે કેઃ

**"જશ દીધો કવિ જયદેવને, પારખ્યો તે પદમાવતી;**
**"શામળ કહે સેવો શારદા, સાચી શકિત એ સરસ્વતી.**

ત્યાર પછી નિયમ પ્રમાણે તે ગણપતિની સ્તુતિ કરે છે. પછી પોતાના ગુરૂ નાનાભટ અને ત્યાર પછી સિંહુજ ગામના પટેલ રખીદાસ, પોતાના આશ્રયદાતાના ગુણગાન કરે છે. તે પછી ભોજરાજાને પુતળીએ કહેલી વાત વર્ણવે છે.

કાશીપુરી નામનું આપણું એક પવિત્ર ધામ છે. તે પવિત્ર ગંગાનદીને કીનારે છે. ત્યાં એક ઘણો પવિત્ર બ્રાહ્મણ વસતો હતો. તે સદાએ મહાદેવની સેવા કરતો હતો અને કદી જુઠું બોલતો નહિ. તે બહુ ગરીબ હતો અને તેને પુત્ર નહોતો. પુત્રની તીવ્ર ઇચ્છાથી તે એક સિદ્ધ પાસે ગયો, અને પોતાની ઇચ્છા તેને કહી. સિદ્ધે કહ્યું કે તમને પુત્ર આવે એવું હું તમને કરી આપું.

પરંતુ તમે અને તમારાં પત્ની મારી સાથે એક શરત કરો તો જ તે બને. તમને હું સિદ્ધ ગુટી આપીશ. તેનાથી તમને બે પુત્ર થશે. બન્ને જ્યારે સાત વર્ષના થાય ત્યારે હું બન્ને છોકરાઓને મારા આશ્રમમાં લઈ જઇશ અને તેમને ભણાવીશ. જ્યારે બાર વર્ષના તે થાય ત્યારે તે બેમાંથી એક તમે લઇ જજો અને એક હું રાખીશ. આ શરત તમારે કબુલ હોય તો હું તમને ગોટી આપું.

બ્રાહ્મણ અને તેની સ્ત્રીએ ઘણા જ આનંદ સાથે આ બંને શરતો કબુલ રાખી. એટલે સિદ્ધે તેમને ગોટી આપી. વખત થતાં બ્રાહ્મણીયે બે સુંદર પુત્રોને જન્મ આપ્યો અને ધણીધણીયાણી બહુ જ હરખાયાં. તેમની ઉમર સાત વર્ષની થઇ ત્યાં સુધી તો બ્રાહ્મણે તેમને હેતથી મોટા કર્યા. પછી પેલો સિદ્ધ એ બાળકોને તેડવા આવ્યો, અને તેમને પોતાને ઘેર લઇ ગયો.

ઘેર લઇ ગયા પછી એક છોકરાને તેણે બહુ ધ્યાન આપીને ભણાવ્યો અને બીજાને બુડથલ રાખ્યો. જે ભણ્યો તે શરીરે દુબળો રહ્યો અને તેને તે કપડાં પણ મેલાંઘેલા પહેરાવતો હતો. પેલો અભણ હતો તે શરીરે અલમસ્ત થયો; તથા તેને લુગડાંઘરેણાં પણ એવાં સુંદર પહેરાવતો કે તે રાજાના કુંવર જેવો લાગતો હતો. એમ કરતાં કરતાં તેઓ બાર વર્ષના થયા, એટલે તે બ્રાહ્મણ અને બ્રાહ્મણી સિદ્ધના આશ્રમમાં આવ્યાં. સિદ્ધે તેમને બહુ માન આપ્યું અને તેમના બંને પુત્રોને દૂરથી બતાવ્યા. એક દુબળો, માંદલો લાગતો હતો; બીજો મજબુત હતો. વળી તેના અંગપર બહુ

કીમતી ઘરેણાં હતાં. સિદ્ધે કહ્યું આ બેમાંથી જે પુત્ર તમને ગમે તે લઇ જાવ અને જે ઘરેણાં અને વસ્ત્રો તેમના દીલ ઉપર છે તે તેમનાં પોતાનાં જ છે. આટલું કહીને તે પૂજામાં બેઠો અને બ્રાહ્મણબ્રાહ્મણી તો કયો છોકરો લેવો તેના વિચારમાં બેઠા.

તેઓ આ પ્રમાણે બેઠા હતા, એટલામાં તેમનો દુબળો પુત્ર ગુપચુપ આવ્યો. તેણે આવીને માતપિતાને પ્રણામ કર્યા અને કહ્યું કે, મને આ સિદ્ધ પુરૂષે સોળે કળા શીખવી છે, તથા બત્રીસ લક્ષણો આપ્યાં છે. હું એના કરતાં પણ વધારે વિદ્યા ભણ્યો છું. પરંતુ સિદ્ધનો હેતુ સારો નથી. તે પોતાના ખાનગી કામ માટે મારા જેવા માણસને ભોગ આપવા ઇચ્છે છે. માટે જો તમે મને અહીં રાખશો તો મારૂં મોત જ થવાનું છે. મારા ભાઇને તેણે અભણ જ રાખ્યો છે. પણ તેની સાથે તેણે ઘરેણાંની લાલચ મુકી છે. માટે તમે લોભ ના કરશો, અને મને લઇ જજો. એવાં ઘરેણાં તો હું તમને કેટલાએ આપીશ.

સિદ્ધ પૂજામાંથી પાછો આવ્યો અને પેલા બ્રાહ્મણ બ્રાહ્મણીને પુછયું કે તમે જે પુત્ર લઇ જવાનો વિચાર કર્યો હોય તે કહો, એટલે હું તેને તમારી સાથે વિદાય કરૂં; એમ કહી તેણે બંને બાળકોને બોલાવ્યા. પંડિત હતો તે સુકો અને મેલોઘેલો હતો. પણ બીજા પુત્રના દીલ ઉપર હજારો રૂપિયાના ઘરેણાં હતાં, અને તેણે સુંદર વસ્ત્ર પહેર્યાં હતાં. બ્રાહ્મણીનું મન તો આ સુંદર પુત્ર લેવા તલપાપડ થયું હતું. પરંતુ બ્રાહ્મણે વિચાર કર્યો કે:

**પંડિત આગળ મૂઢ, કોયલ આગળ જેમ કગ્ગા;**
**પંડિત આગળ મૂઢ, હંસ આગળ જેમ બગ્ગા;**
**પંડિત આગળ મૂઢ, રાય આગળ જેમ રાંકા;**
**પંડિત આગળ મૂઢ, સમુદ્ર આગળ જેમ વાંકા;**
**પંડિત આગળ પ્રાકમ ઘણું, પંડિત સૌ શિરપેર છે;**
**શામળ કહે પંડિત આગળે, મુરખ ચાકર ઢેર છે.**

અને પોતે ચતુર પુત્રને પસંદ કર્યો.

આ જોઇને સિદ્ધે જાણ્યું કે આમાં કાંઇ કપટ થયું છે, એટલે તેણે પોતાના જ્ઞાનથી વાત તપાસી, અને તેને ખબર પડી ગઇ કે આ ચેલાએ તો પોતાના માતપિતાને ચેતાવી દીધાં હતાં. એટલે તેણે કહ્યું, કે હે બાળક! તું અત્યારે તો ફાવી ગયો છું. પરંતુ નક્કી જાણજે કે હું તને ગમે તે રીતે પાછો મેળવ્યા વિના નહિ રહું. હું તને આકાશ કે પાતાળમાંથી પણ શોધી કાઢીને મારે કબજે લઇશ. ચેલો પણ કાંઇ ડરી જાય તેવો નહોતો. તેણે હાથ જોડીને કહ્યું: ગુરૂજી! આપે જ મને વિદ્યા ભણાવી છે, અને તે વિદ્યાના બળથી મને કોઇ જીતી શકે તેમ નથી. આપને હું ખાત્રી આપું છું કે આપ કરતાં મારી વિદ્યા સવાઇ છે. અને વળી હું કોઇનું બુરૂં ઇચ્છતો નથી એટલે મારી જ જીત થશે તે જાણજો.

આટલી વાતચીત કરી તેઓ છુટા પડયા. રસ્તામાં પુત્રે પિતાને કહ્યું કે હમણાં થોડા દિવસ મારે ઝંપીને બેસવાનું નથી. એ સિદ્ધ જરૂર મારી પુંઠ પકડશે અને મને પાછો લઇ જવા માટે ઘણી યુક્તિઓ કરશે. તમે જો જરાયે

બેદરકાર રહેશો તો મારૂં આવી બન્યું જાણજો. તમે હમણાંજ કાછીયાની દુકાને ચાલો. દુકાને ગયા એટલે શિષ્યે જાણ્યું કે ગુરૂ પાછળ આવે છે. તે તરત જ કોળાની અંદર બીયું થઇને ભરાઈ ગયો. બ્રાહ્મણ તો પુત્રને ખોળતો જ રહ્યો. એટલામાં પેલો સિદ્ધ આવ્યો અને તેણે પેલું કોળું વેચાતું લીધું. પાળીથી તે ચીર્યું એટલે ચેલો વંટોળીયો બનીને આકાશમાં ઉડયો. સિદ્ધે વંટોળીયો થંભાવ્યો અને મનરૂપ બનીને વાયુ પકડવા વિચાર કર્યો. ચેલો એકદમ ઝેરી સાપ થઇને એક વાડમાં ભરાયો. ગુરૂએ સમાધિ ચઢાવી તે જોઈ લીધું અને પોતે ગરૂડ બનીને ત્યાં પહોંચી ગયો. ગરૂડને આવતો જોઇને ચેલો એકદમ અંધકારરૂપ બની ગયો. એટલે ગરૂડ કાંઇ જ દેખી શકયો નહિ. ગુરૂ પછી એકદમ પ્રકાશરૂપ થયો. ચેલો એટલામાં પોતાના પિતાને ત્યાં ગયો. ત્યાં જઇને કહ્યું કે, પિતાજી, તમારૂં દળદર ફેડવા માટે હું એક સુંદર ઘોડો બનાવું છું. તેને એક સુંદર ચોકડું હશે. ચોકઠામાં હું ભરાઇ બેસીશ એટલે સિદ્ધ મને લઈ શકશે નહિ. તમે એ ચોકડું કોઇને આપશો નહિ. એમ કહી તેણે એક અતિ તેજદાર અશ્વ બનાવ્યો. અને પોતે ચોકઠામાં ભરાઇ બેઠો. તરત જ સિદ્ધ એક અજાણ્યો સોદાગર થઇને આવ્યો અને બહુ જ સારી કીંમત આપીને તેણે પેલો અશ્વ ખરીદ્યો. પછી તેનું ચોકડું માગ્યું. બ્રાહ્મણે તે આપવાની ના કહી. પેલા સોદાગરે કહ્યું કે ઘોડાને જે ચોકડું ફાવેલું હોય તે જ ચાલે. બીજું ચોકડું તેને ફાવે નહિ અને ઘોડો નકામો જાય. વળી તમારા આ

નમાલા ચોકઠાને બદલે હું હીરામાણેકથી જડેલું ચોકઠું તમને આપવા તૈયાર છું. એમ કહી તેણે બહુ જ કીમતી ચોકઠું ત્યાં રજુ કર્યું. પેલો બ્રાહ્મણ કાંઇક ભોળવાયો, અને વળી લોભાયો. એટલે તેણે પેલું ચોકઠું બદલી લીધું. આમ લોભે લક્ષણ જાય.

પેલા શિષ્યને તો ચોકઠામાંથી ઘોડામાં જ પેસી જવું પડયું. હવે ગુરૂનો વારો આવ્યો. તેણે આ ઘોડાને બહુ જ દુ:ખ દેવા માંડયું. એને ઘાસ કે પાણી ના આપે અને રોજ સો કોરડા માર મારે. એક દિવસ ગુરૂ પૂજામાં ગયા અને પોતાના શિષ્યોને કહ્યું કે આ ઘોડાનું ચોકઠું ના કાઢશો. તેમજ તેને ઘાસપાણી ના આપશો. વિદ્યાર્થીઓને આ ઘોડાની દયા બહુ આવતી હતી. તેનું રૂપ તેમને બહુ ગમતું હતું. પણ ગુરૂની આજ્ઞા આગળ તે લાચાર હતા. આજે ગુરૂજી પૂજામાં હતા અને ઘોડાની બંને આંખોમાંથી આંસુ પડતાં હતાં અને તે બહુ જ દયામણે મોંઢે વિદ્યાર્થીઓ સામું જોયા કરતો:હતો. આ જોઇને એક વિદ્યાર્થીને બહુ દયા આવી. તે તેને પંપાળવા લાગ્યો તથા તેને જરાજરા આમતેમ ફેરવવા માંડયો. એટલે તે ઘોડો ધીમે ધીમે નદી તરફ ચાલ્યો. પાણી પાસે આવીને તેણે એવી તો નજર પાણી તરફ નાંખી કે પેલા વિદ્યાર્થીને બહુ જ દયા આવી, અને તે તેને પાણી પીવા લઇ ગયો. ઘોડાને પાણી પીતા ફાવ્યું નહિ એટલે પેલા વિદ્યાર્થીએ તેનું ચોકઠું કાઢયું. તે કાઢતાંને વારજ ઘોડો અલોપ થઇ ગયો. તે માછલી બનીને પાણીમાં પેસી ગયો. પેલો વિદ્યાર્થી તો હવે બહુજ પસ્તાવા લાગ્યો અને તેને ગુરૂની બીક

લાગી. તે દોડતો ગુરૂ પાસે ગયો અને બધી હકીકત કહી. ગુરૂએ તેને સખ્ત ઠપકો આપ્યો, અને તરત જ નદી કીનારે ગયો. પોતે ત્યાં પાણીમાં જાળ નાંખી ને જાળમાં પેલો ચેલો માછલી રૂપે પકડાયો, અને તેને કિનારે કાઢયો, એટલે તે ઉંદર થઇને જાળ કાતરીને નાઠો. પેલો ગુરૂ બીલાડી બનીને પાછળ પડયો. પછી ચેલો તો કુતરો બની ગયો એટલે બીલ્લી બાઇનું કાંઇ ચાલ્યું નહિ. પણ તરત જ ગુરૂ બીલાડી-માંથી ચિત્તો બની ગયા અને કુતરાની પાછળ પડયા અને જેવો ચિત્તો કુતરા ઉપર તરાપ મારે છે તેવો જ તે હાથીના રૂપમાં ફેરવાઇ ગયો; અને ચિત્તો મોં ફાડીને ઉભો રહ્યો. પણ તરતજ તે સિંહ બન્યો ને હાથીના સામો ધસ્યો. હાથી તો બીકથી પાણીમાં પડયો અને પોરો બની ગયો. તરત જ સિદ્ધ મચ્છનું રૂપ ધરીને પોરાને ગળવા દોડયો. એટલામાં એક બાઇ ત્યાં પાણી ભરવા આવી. તેના ઘડામાં પાણીની સાથે તે પોરો પણ પેસી ગયો. એટલે સિદ્ધે વટેમાર્ગુનું રૂપ ધારણ કર્યું અને પેલી બાઇની પાછળ પાછળ ચાલ્યો. પેલી બાઇને આંગણે પાડો બાંધેલો હતો, તેને તેણે પાણી પાયું. એટલે પોરો તે પાડાના પેટમાં ચાલ્યો. વટેમાર્ગુ બનેલા સિદ્ધે તે પાડો બહુ મોટી કીંમતે વેચાતો લીધો અને ઘેર જઇને તેનું પેટ ચીરવા માંડયું. ચેલાએ જાણ્યું કે હવે તો મારૂં આવી બન્યું. એટલામાં પાડાએ દુઃખથી છાણ કર્યું તેમાં કીડા રૂપે ભરાઇને તે બહાર નીકળી પડયો, સિદ્ધે તે છાણ લઈ લીધું અને તેનું અડાયું કરવા સુકવવા મુકયું. એટલે ચેલો કીડી થઈને નાઠો. ગુરૂ ચકલો થયો અને કીડીને

પકડવા તરાપ મારી. કીડી તરત જ ફફડાવી ને દૂર ગઇ. પછી પોપટ થઇને તે ચેલો ચાલી ગયો. તેની પાછળ બાજ-પક્ષી થઇને ગુરૂ દોડયો. આગળ પોપટ ને પાછળ બાજપક્ષી દોડયા જાય છે. ગુરૂ જાણે છે કે હમણાં હું આ પોપટની ડોક મરડી નાંખું છું. આ પ્રમાણે શિષ્ય સાથે વેર થવાથી કામ ધંધો, અને જપ તપ બધું છોડીને તે સિદ્ધ તેની પાછળ પડયો છેઃ

**જેને માથે વેર, તેને નિદ્રા નવ આવે;**
**જેને માથે વેર, તેને અન્ન પાણી ન ભાવે;**
**જેને માથે વેર, તેને કાંઇ કામ ન સુજે;**
**જેને માથે વેર, બુધ એક નવ બુજે;**
**વિશ્વાસ નહીં વેરી તણો, જો સતવાદી હોએ સદા;**
**શામળ ભટ્ટ કહે સોએકવશ, કાંઇ એક કુડું કરે કદા.**

પોપટે જોયું કે હવે તો આપણે પકડાઇ જઇશું, એટલે તે એક રાણીના ગળાના હારમાં મોતી થઇને ભરાઇ ગયો. બાજપક્ષીએ તરત જ પોતાનું રૂપ ફેરવ્યું અને વીંછી બની ગયો અને તે વીંછી રાણીને પગે ચટકયો. એટલે રાણીએ દુઃખથી પોતાના વાળ પાંખી નાંખ્યા, અને ગળાનો હાર તોડી નાંખ્યો. એટલે ચેલો મંકોડો બનીને ત્યાંથી સટકયો. ગુરૂએ કુકડાનું રૂપ લીધું અને મંકોડાને ચરવા લાગ્યો. ચેલાએ વળી પાછું એક સોહામણા પોપટનું રૂપ લીધું, અને ઉડયો.

જગપુર નામે એક ગામ હતું. ત્યાં નૌતમ રાજા રાજ્ય કરતો હતો. તેને કનકાવતી નામે કુંવરી હતી. પોપટ ઉડીને તેના હાથ ઉપર જઇને બેઠો, તરત જ પાછળ ગુરૂ બાજના રૂપમાં આવ્યો. કનકાવતી કાંઇ બીકણ નહોતી. તેણે હાથમાં ગલોલ લીધી અને તાકીને બાજપક્ષી ઉપર પથ્થર માર્યો.

બાજપક્ષી ત્યાંથી જીવ લઈને નાઠો. હવે ગુરૂએ જાણ્યું કે આ ધાસ્તીભર્યું કામ છે. કનકાવતીએ પોપટને પંપાળીને પુછયું કે તું કયાંથી આવ્યો? ત્યારે પોપટે કહ્યું કે આ મારો વેરી છે. તે કોઈ પણ ઉપાયે મને મારી નાંખવા માગે છે અને તે ઘણા રૂપ બદલી શકે છે. એટલે તે કોઈ પણ રીતે તમને ભોળવશે. માટે જો તમારામાં ખરી હીંમત હોય તો મને આશ્રય આપો. નહિ તો મને જવા દો. આ સાંભળી કનકાવતી બોલી, હું તને મારા સગા ભાઈની માફક જાળવીશ અને રાતદિવસ તારી ચોકી કરીશ. અને તેણે બોલ્યું વચન પાળ્યું. પેલા ગુરૂએ પોપટને પકડવા બહુએ યુક્તિઓ કરી પણ તે ફાવ્યો નહિ. અંતે તેણે એક નવુંજ કપટ આદર્યું. પોતે એક વિદ્વાન બ્રાહ્મણ બનીને તે રાજાના દરબારમાં એક સ્ત્રી સાથે આવ્યો અને રાજાને બહુ આશીર્વાદ આપ્યા. રાજાએ આવકાર આપ્યો અને તેની ખબર પૂછી. એણે ઉત્તરમાં જણાવ્યું કે હું ભૂત અને ભવિષ્ય જાણી શકું છું, અને ત્રણે લોકમાં બનતા બનાવો નિહાળી શકું છું. આ વાત સાંભળીને રાજદરબારમાં બેઠેલા બીજા પંડિતોને ચાટકો લાગ્યો. એમાંના કોઈને આ વિદ્યા નહોતી આવડતી. તેમણે વિચાર કર્યો કે આ બ્રાહ્મણને ગમે તે રીતે હલકો પાડવો જોઈયે.

દાતા સુમને વેર, વેર કાયરને શૂરા;
જોગીભોગીને વેર, વેર પુરાજ અધુરા;
મુરખ પંડિતને વેર, વેર ગુણકાજ સતીને;
વેર પરસ્પર વરણ, વેર જોગીજ જતીને;
સહસા વેર છે એ સર્વને, વેર ઓરમાન પિતરાઈને;
શામળ કહે વેર એ સહજ જાણું, વળી વેર શુદ્રને વિપ્રને.

એટલે સભાના પંડિતોએ કહ્યું કે આ બ્રાહ્મણની પરીક્ષા કરવી જોઇયે. રાજાની રજાથી તેમણે પ્રશ્ન કર્યો કે બોલો અત્યારે સ્વર્ગમાં શું થાય છે અને શ્રી જુગદીશ શું કરે છે? આ સવાલથી બ્રાહ્મણભાઈ ગભરાયા તો ખરા, પણ તે તો પોતાનું કામ સાધવા આવ્યો હતો. એટલે તે બ્રાહ્મણે ગપ મારી કે અત્યારે ઇશ્વર ઉચાટમાં છે. સ્વર્ગમાં કોઇ દુષ્ટ ચઢાઇ લાવ્યો છે ને કહે છે કે તમે બધાં બહાર નીકળો. આ ઉપરથી ત્યાં મોટું યુદ્ધ થયું છે. આવી વાત સાંભળી બધા પંડિતો હસવા લાગ્યા. ત્યારે પેલા બ્રાહ્મણે કહ્યું કે થોડીવારમાં અહીં પારખું દેખાશે. તરત જ કપાયલા હાથ પગ ત્યાં પડયા. ધડ અને માથાં પણ પડયાં. આ જોઇ આખી સભા સ્તબ્ધ થઇ ગઇ અને સૌ પુછવા લાગ્યા કે આ શું છે? ત્યારે બ્રાહ્મણે કહ્યું કે જો તમે મને રજા આપતા હો તો હું ઉપર જઇને જોઇ આવું. તમે મારી સ્ત્રીને જાળવજો. એમ કહી તેણે એક દોરડું ઉંચે ફેંકયું અને તે થાંભલા માફક ઉભું રહ્યું. તેના ઉપર ચઢતો ચઢતો તે અદૃશ્ય થઇ ગયો. તેના ગયા પછી કેટલીએક વારે વળી પાછા હાથ પગ ને ધડ પડયાં. અંતે પેલા બ્રાહ્મણનું જ માથું ત્યાં આવીને પડયું. આ જોઇને તે બ્રાહ્મણની સ્ત્રીયે કલ્પાંત કરવા માંડયું અને રાજાને વિનંતિ કરી કે મને સતી થવાની રજા આપો.

રાજાએ તેને સતી થવાની રજા આપી. સુખડનાં લાકડાંની ચિતા ખડકાવી અને તેમાં બ્રાહ્મણનું માથું લઇને તે સ્ત્રી સતી થઇ. સાંજે શોકનો દરબાર ભરાયો અને થોડીવાર

થઈ એટલામાં તો પેલો બ્રાહ્મણ જે સ્વર્ગમાં તપાસ કરવા ગયો હતો તે નીચે ઉતર્યો. તેને જોઇને દરબારીઓ તો સ્તબ્ધ થઈ ગયા. તેણે રાજાને પ્રણામ કરીને કહ્યું: અંતે દૈત્યની હાર થઇ છે. સ્વર્ગ દેવલોકના કબજામાં રહ્યું છે, અને પ્રભુજીનું રાજ્ય અખંડિત રહ્યું છે. હવે મહારાજા આપની ખાત્રી થઈ હશે કે હું ગપાટા નહોતો મારતો. હવે હું આપની રજા લઇશ. મારી સ્ત્રીને બોલાવો એટલે હું ઘેર જાઉં.

આ સાંભળી રાજા તો વિચારમાં જ પડી ગયા. પછી તેમણે તે બ્રાહ્મણને બધી બનેલી હકીકત કહી અને જણાવ્યું કે તારી સ્ત્રી તો સતી થઇ. આ જાણીને તે બ્રાહ્મણે બહુ જ કલ્પાંત કરવા માંડયું અને રાજાને કહ્યું કે હું તમને શ્રાપ આપીને હું મારા પ્રાણ તજીશ.

રાજાએ તેને બહુ જ ધીરજ આપી અને કહ્યું કે તારે જે જોઇએ તે મારી પાસેથી માંગ. આમાં મારો રજ પણ વાંક નથી. છતાંયે તને હું બદલો આપવા તૈયાર છું. ત્યારે તે બ્રાહ્મણ જરા શાંત થયો, અને રાજાને કહ્યું કે તમારી કુંવરી પાસે જે પોપટ છે તે મને આપો એટલે હું ચાલી જઇશ.

રાજાને તો આ વાત બહુ જ સહેલી લાગી. તે પોતાની પુત્રી પાસે ગયો અને બધી હકીકત કહી. પુત્રીએ પોપટ આપવા માટે બહુ જ આનાકાની કરી. પરંતુ પિતાની કફોડી સ્થિતિ જોઇને પોપટ આપ્યા વિના તેનો છુટકો ના થયો. આ રીતે ગુરૂએ પાછો ચેલાનો કબજો મેળવ્યો.

દરબારમાં પોપટ જેવો સિદ્ધના હાથમાં મૂકયો, તેવોજ તે એકદમ આકાશમાં ઉડયો. જોતજોતામાં તો પેલો

બ્રાહ્મણ બાજપક્ષી થઇને તેની પાછળ ઉડયો. જાતજાતના પ્રદેશોમાં થઇને પેલો પોપટ સિદ્ધપુરની ભાગોળે સ્મશાનમાં આવેલા મોટા સિદ્ધવડની ડાળોમાં જઇને ભરાયો. પેલો બાજ તો સિદ્ધવડ પાસે આવી શકયો નહિ. હવે પોપટને ખ્યાલ આવ્યો કે સિદ્ધનું મૃત્યું આ વડમાં જ છે એટલે તે વડ પાસે આવી શકશે નહિ. પરંતુ તેણે વિચાર કર્યો કે મારાથી ચરવા કે પાણી પીવા કાંઇ પણ જવાશે નહિ. કારણ કે આ બાજપક્ષી આસપાસ ભમતો રહેશે. અંતે પોતાની વિદ્યાથી તેણે સમાધિ ચઢાવી અને મડદારૂપે બની જઇને તે ઝાડમાં ભરાઇ રહ્યો.

પેલો સિદ્ધ તરત તો નિરાશ થઇ ગયો. પણ પછી તે બ્રાહ્મણરૂપ લઇને વિક્રમરાજાના દરબારમાં ગયો. ત્યાં જઇ તેણે રાજાને બહુ જ સુંદર ભાષામાં આશીર્વાદ આપ્યા. તેમાં તેની ચતુરાઇ બહુ સારી રીતે જણાતી હતી. વિક્રમરાજા તેની સાથે વાતે વળગ્યા અને પુછયું, કે હું તપ કરૂં કે દાન કરૂં કે બાવો બનું કે બ્રહ્મચર્ય પાળું, હું શું કરૂં તો મને સ્વર્ગ મળે ?

આ સાંભળી સિદ્ધ બોલ્યા કે કાંઇ પણ ઉપરના દંભથી સ્વર્ગ નથી મળતું. એમ તોઃ

**જટા ધરે વડવૃક્ષ, પતંગ નિજ બાળે કાયા;**
**જળચર જળમાં નહાય, ખગ સહુ ધ્યાને ધાયા.**
**ગાડર મુંડાવે શીશ, અજા મુખ દાઢી રાખે;**
**ગરધવ લોટે છાર, શુક મુખ રામ જ ભાખે.**

**વળી મોર તજે છે માનની, શ્વાન સકળ ચિત્ત ચહાય છે;**
**કવિ શામળ કહે સાચા વિના, કોણ સ્વર્ગમાં જાય છે.**

સિદ્ધના આવા બોલથી રાજા બહુ પ્રસન્ન થયા અને તેમને નિત્ય દરબારમાં આવવા વિનવણી કરી. પેલો સિદ્ધ દરરોજ દરબારમાં જતો હતો, અને વડના ઝાડ ઉપર સ્મશાનમાં ટંગાઇ રહેલા મડદા ઉપર દેખરેખ રાખતો હતો. એક દિવસ વિક્રમરાજાએ તેને કહ્યું: મહારાજ! તમે મારા ઉપર ઘણી મહેરબાની કરી છે, માટે મારી તરફથી કાંઇક ભેટ સ્વીકારો, એમ કહી તેમને ત્યાં સોનારુપાની ભેટ ધરી. ત્યારે પેલા સિદ્ધ પુરુષે બાગમાંથી એક દાડમ મંગાવ્યું. તેના ઉપર પોતાનો હાથ ફેરવી રાજાને આપ્યું અને ફોડવા કહ્યું. તે ફોડતાં જ દરેક દાણાને બદલે હીરા અને મોતી નિકળ્યાં; એટલે સિદ્ધે કહ્યું: રાજા! મારી પાસે ધનની ખોટ નથી. માટે તારી ભેટ રહેવા દે. વિક્રમરાજાએ ઘણો જ આગ્રહ કરીને કાંઇક માગવાનું કહ્યું: ત્યારે સિદ્ધ બોલ્યા, રાજા! તારી પાસે તો મને આપવાનું ઘણું છે. આ સાંભળી વિક્રમરાજા આનંદમાં આવી ગયા અને બોલ્યા કે તમે જે માંગશો તે આપીશ. ત્યારે સિદ્ધે કહ્યું: સ્મશાનમાં સિદ્ધવડ ઉપર એક મડદું છે. તે મારો શત્રુ છે. તેને તમે અહીં આણી આપો.

રાજા કહે એ તો બહુ જ સહેલું કામ છે.

સિદ્ધ કહે, ના એ ઘણું જ વિકટ કામ છે. એ શત્રુ બહુ જ ચતુર છે. ઘણી વિદ્યાઓ જાણે છે અને તમને અનેક રીતે છેતરવાનો તે પ્રયત્ન કરશે. પરંતુ તમે જો સાવધાન રહેશો તો તે કામ કરી શકશો ખરા. તમે સ્મશાનની હદ છોડો નહિ ત્યાં સુધી કાંઇ પણ બોલશો નહિ. જો બોલશો તો તે મડદું તમારા હાથમાંથી સટકી જશે.

રાજાએ બધી વાત સાંભળી અને તે દિવસે મધ્યરાત્રે તે મશાણુ તરફ ચાલ્યા. સિદ્ધવડમાં બાવનવીરનો વાસ હતો. ત્યાં દેવીઓ ગરબા ગાવા આવતી હતી. તેની ચારે તરફ ભૈરવની ચોકી હતી. વિક્રમરાજાએ પ્રથમ તો ત્યાં જઈને નૈવેદ્યથી આ સર્વને સંતોષ્યા. તેમની સ્તુતિ કરી અને પછી હીંમતથી વડના ઝાડ પાસે ગયા. તેમને ત્યાં કોઈએ રોકયા નહિ. વડ ઉપર ચઢીને તેમણે મડદું ઝાલ્યું; એટલે પેલો શિષ્ય એકદમ હાં હાં હાં કરતો ઉઠયો, અને ખાંઉ ખાંઉ કરીને રાજાને બીવડાવવા લાગ્યો. પરંતુ રાજા કાંઈ હઠયા નહિ. તેમણે તો એને પકડીને નીચે આણ્યો. પછી જરા શ્વાસ ખાવા વડ નીચે તેને મૂકયો. એટલે તો એ ફડાક દઈને ચાલી ગયો. પછી તો રાજા ઉપર જાય અને એને નીચે લાવીને મુકે એટલે તે પાછો ઉપર ચાલી જાય. આમ દસ પંદર વાર થયું એટલે તો વહાણું વાવા આવ્યું અને રાજા મહેલમાં ચાલી ગયા.

સિદ્ધને રાતની વાત કહી ત્યારે તેણે જણાવ્યું કે તમે મડદું નીચે મુકશો નહિ પણ એક વાંસની સાથે તેને બાંધી લેજો. પછી તેને ઉપાડીને અહીં લાવજો. રસ્તામાં એ તમને અનેક રીતે ભોળવીને બોલાવવાનો પ્રયત્ન કરશે પણ જો તમે બોલશો તો તમારી પાસેથી તે સટકી જશે.

બીજી રાત્રે રાજા પાછા વડ નીચે ગયા. વળી પાછું નૈવેદ્ય ધરાવીને તે ઝાડ ઉપર ચઢયા. પેલા શબને વાંસ સાથે બાંધ્યું, અને પૃથ્વીથી તેને અદ્ધર રાખીને ચાલ્યા. હવે પેલું મડદું બોલ્યું:

હે વિક્રમરાજા ! હું તમને ઓળખું છું. તમે પરોપકારી છો તેમ સત્યવાદી પણ છો. માટે મારી વાત સાંભળો. હું તમને જે વાત કહું છું તેમાં મને પોતાને સંદેહ રહે છે. જો એ સંદેહના બાબતમાં તમને ચોક્કસ જ્ઞાન હોય તો તમારે તે ભાંગવો જોઇયે. તમને જાણ હોય અને તમે મૌન રાખો તો પછી તમે સત્યવાદી ના ગણાવ. માટે તમારી આબરૂને ખાતર અને ધર્મની ખાતર મને જવાબ આપજો.

આમ કહીને તે મડદાએ એક વાત માંડી. રાજા તો હુંકારો પણ નથી દેતો. પણ મડદું તો પોતાની વાત સંભળાવે જાય છે. તેનું છેવટ એવું આવ્યું કે અમુક હત્યા થઇ તેનું પાપ કોને શિર. રાજા પોતે સત્યવાદી હતા. અને મડદું આમ ગમે તેને માથે હત્યા નાંખે તે તેમનાથી સંખાયું નહિ અને તરત જ ન્યાયની વાત બોલી ઉઠયા. રાજા બોલ્યા એટલે મડદું તરત જ એમની પાસેથી સટકીને ઝાડ ઉપર ચાલી ગયું.

બીજી રાત્રે પણ રાજા પાછા ત્યાં ગયા અને મડદું બાંધીને નીચે આણ્યું. વળી પાછી તેણે બીજી વાત માંડી અને ફરી પાછું ઝાડ ઉપર ચાલી ગયું. આ પ્રમાણે તે મડદાએ તો રોજને રોજ વાત કહીને અંતે પ્રશ્ન પુછવા માંડયો અને સત્યવાદી વિક્રમરાજા પોતાને ખબર હોય ત્યાં સુધી મૌન રાખી શકયા નહિ. આ રીતે ચોવીસ વાર્તાઓ થઇ અને ચોવીસ વાર મડદું પાછું ઝાડ ઉપર ચાલી ગયું. પછી વિક્રમ રાજાએ મડદું બાંધી આણ્યું ત્યારે વળી તેણે પચીશમી વાત માંડી. તે નીચે પ્રમાણે હતી.

ચંદાવતી નામે નગરી હતી. ત્યાં રાજા ચંદ્ર રાજ્ય કરતો હતો. તેને પ્રતાપવંત નામે પુત્ર હતો. એક દિવસ બાપ દીકરો શિકાર કરવા ગયા. શિકારના તાનમાં તે બંને જણા પોતાના માણસોથી બહુ દૂર જતા રહ્યા. પછી તેમણે વિશ્રાંતિ લેવાનો વિચાર કર્યો. રસ્તામાં તેમણે બે સ્ત્રીઓનાં પગલાં જોયાં. એક પગલું મોટું હતું અને બીજું નાનું હતું. રાજાએ પુત્રને કહ્યું કે જે સ્ત્રીનું પગલું મોટું છે તેની સાથે હું લગ્ન કરીશ અને જેનું પગલું નાનું છે તેની સાથે તું લગ્ન કરજે. થોડે દૂર જતાં તેમણે તે બે સ્ત્રીઓને જોઈ પરંતુ નવાઈની વાત તો એ હતી કે નાનાં પગલાંવાળી તેની મા હતી. છતાંયે રાજાએ તો પોતાના બોલ પ્રમાણે લગ્ન કર્યું, અને પુત્રને પણ પરણાવ્યો. પછી તે બંને સ્ત્રીઓને છોકરાં થયાં. હવે રાજા વિક્રમ! તમે કહો કે આ બધાં છોકરાં એકબીજાનાં શા સગાં થયાં? તમે સત્યવાદી છો અને આ સગપણ જાણતાં છતાં જો મૌન રાખશો તો તમને લાંછન લાગશે, અને સત્યવાદીપણું જતું રહેશે.

મડદાએ કરેલો આ પ્રશ્ન સાંભળ્યો છતાંયે રાજા બોલ્યા નહિ. કારણ કે આ સગપણ એટલાં બધાં ગુંચવાઈ ગયેલાં હતાં કે તેમાંથી ખરૂં કયું તે કહી શકાય જ નહિ. વિક્રમરાજા મૌન રહ્યા એટલે શબથી નાશી જવાયું નહિ. પછી તેને પોતાના મહેલમાં આણીને એક પથારીમાં સુવાડયું અને પોતે તેની ચોકી કરવા લાગ્યા.

હવે પેલું શબ પાછું બોલવા લાગ્યું: હે રાજા વિક્રમ! તમે પેલા બ્રાહ્મણના કહેવાથી મને પકડી આણ્યો છે, પણ

તમે શું કરો છો તેનો તમને ખ્યાલ નથી. તમારા પોતાના જીવને આમાં જોખમ છે. હું કાંઇ ભુત પલીત કે મડદું નથી. પરંતુ હું બ્રાહ્મણનો બાળ છું અને ફકત બાર વર્ષની મારી ઉમર છે. પેલો બ્રાહ્મણ મારો ગુરૂ છે. તેણે મને સર્વ ભણાવીને બત્રીસ લક્ષણો બનાવ્યો છે. પરંતુ તે પોતાના જ સ્વાર્થને માટે. એ ગુરૂ પાસે ઘણી જ વિદ્યા છે. પરંતુ મરેલાંને જીવતા કરવાની વિદ્યા તે શીખવા મથે છે. તેને માટે એક જાતની પિશાચી સાધના તેણે કરવા માંડી છે. આ સાધનામાં એકસો આઠ બત્રીસ લક્ષણા પુરૂષોને ઉકળતા તેલના કઢામાં વારાફરતી નાંખવા જોઇયે. આવા એકસો છ માણસોને તેણે ઉકાળ્યા છે. દરેક જણને ઉકાળીને તેનું તેલ તે કાઢે છે, અને તે મોટા શીશામાં ભરે છે, અને તેના હાડકાં એક છુપા ઓરડામાં રાખે છે. એક દિવસ હું અકસ્માત તે છુપા ઓરડામાં ગયો, ત્યારે ત્યાંની ખોપરીઓએ હસવા માંડ્યું, અને મને કહ્યું, કે ભલા માણસ ! તું પંડિત થવા મંડયો છું; પણ તારા હાલ પણ અમારા જેવા જ થશે. મેં કરગરીને વિનંતિ કરી એટલે તે ખોપરીએ આ બધી વાત મને કહી. તે દિવસથી હું આ ગુરૂથી છટકવા માંગું છું, પણ છટકી શકાતું નથી. આજે તમારી મદદથી હું પકડાઇ ગયો છું. એટલે હું એકસો સાતમો મરીશ અને તમે પોતે બત્રીસ લક્ષણા છો, એટલે તમને પણ એ છોડશે નહિ. આ રીતે એ દુષ્ટ પોતાનું કામ સાધશે. માટે તમે હજી પણ ચેતો, અને મને જવા દો.

રાજા કહે છે કે મેં તેને શબ આપવાનું તો વચન આપ્યું છે. એટલે એ તો આપવુંજ પડશે. ત્યાર પછીની જે યુકિત હોય

તે કહે. ત્યારે તે શબે કહ્યું: એ બ્રાહ્મણ મને લઇ જશે. પછી તમને પણ પોતાને ત્યાં નોતરશે. મને તે ઉકળતા કઢામાં નાંખશે. પછી એ તમને પણ કાંઇક લાલચ બતાવશે અને કહેશે કે આ કઢાની પ્રદક્ષણા ફરો. ત્રણવાર પ્રદક્ષણા પુરી થયા પછી એ તમને ઉપાડીને કઢામાં નાંખશે. આ રીતે જ એ પોતાના એકસો આઠ પુરા કરી શકે તેમ છે. પરંતુ જો ત્રણ પ્રદક્ષણા પુરી થયા પછી તમે એને ઉપાડીને કઢામાં નાંખો તો એ માણસ પટકાઇ પડે. એ પણ બત્રીસલક્ષણો છે. પછી તમે પેલું તેલ મારા ઉપર નાંખશો તો હું પાછો જીવતો થઇશ.

બીજે દિવસે પેલો સિદ્ધ ત્યાં આવ્યો. રાજાએ તેને પેલું મડદું આપી દીધું. પછી તેણે રાજાને કહ્યું કે તમે મારા આશ્રમમાં ચાલો. ત્યાં હું મોટો યજ્ઞ કરવાનો છું. રાજા એની સાથે ગયા. પેલા ચેલાએ કહેલી વાત તો એમના મનમાં હતી જ. સિદ્ધે આશ્રમમાં જઇને મોટો યજ્ઞ કર્યો. વળી તેણે ઉકળતા કઢામાં પેલા ચેલાને નાંખ્યો અને તેમાંથી નિકળેલું તેલ સીસામાં ભર્યું. પછી રાજાને કહ્યું કે આપણા યજ્ઞની પૂર્ણાહૂતિ થઇ છે. માટે ચાલો આપણે આ કઢાની પ્રદક્ષણા કરીયે. રાજાએ હા કહી. પછી ત્રણ પ્રદક્ષણા થઇ એટલે રાજાએ એકદમ ઉપાડીને પેલા સિદ્ધને કઢામાં નાંખી દીધો અને પેલા સીસામાં તેલ ભર્યું. વિક્રમ-રાજાએ વિચાર કર્યો કે હું પેલા ચેલાને સજીવન કરૂં. પરંતુ હવે તેમને પશ્ચાત્તાપ થવા માંડયો. એમને લાગ્યું મેં આ સિદ્ધની હત્યા કરી અને મારે માથે પાપ બેઠું.

મેં એને છેતર્યો. એ ગમે એવો દુષ્ટ હશે તેમાં મારે શું ? હું તો એને જ જીવતો કરીશ, એમ વિચારી એણે સિદ્ધને જીવતો કર્યો.

સિદ્ધ તો તરત જ રાજાને પગે પડયો. તે બોલ્યો: રાજાજી ! તમે તો મારૂં પાપ ધોઈ નાંખ્યું. સ્વાર્થને માટે મેં આટલા બધા માણસોની હત્યા કરી હતી તેનો હવે મને પસ્તાવો થાય છે. તમે મને પાછો સજીવન કેમ કર્યો ? તમારા હાથે તો મને મોક્ષ મળત.

રાજાએ કહ્યું કે મને તારા ચેલાએ કહ્યું એટલે મેં તને કઢામાં નાંખ્યો. પરંતુ પછી મને લાગ્યું કે ગમે તેવી વિદ્યાના લોભમાં પણ મારે હત્યા શા માટે કરવી જોઇયે ? એટલે મેં તને જીવતો કર્યો. હવે તમે જાણો અને તમારી વિદ્યા જાણે. હું તો એમ જ સમજું છું કે:

> ચિરંજીવિ નહિ કોય, ગયા માંધાતા મહીપતી;
> ચિરંજીવિ નહિ કોય, ગયા છત્રવંત છત્રપતી;
> ચિરંજીવિ નહિ કોય, ગયા અધિકારી ઇંદ્ર;
> ચિરંજીવિ નહિ કોય, ગયા કંઇ સૂરજ ચંદ્ર;
> વળી ગયા રામને રાવણ, ગયા તે દેવ દાનવી;
> ગયા સત્યવાદી સલક્ષણા, તો કોણ માત્રમાં માનવી.

સિદ્ધે કહ્યું કે આપના પ્રતાપથી હું ચેલાને જીવતો કરી શકીશ, એમ કહી તેણે ચેલાને જીવતો કર્યો. ચેલો ઉઠીને એકદમ ગુરૂને પગે લાગ્યો, અને કહ્યું કે મેં તમારા સામે બહુ અહંકાર કર્યો છે, માટે હું તમારી ક્ષમા માગું છું. સિદ્ધે તેને આશીર્વાદ આપ્યા અને કહ્યું કે તું તો મારા

કરતાં સવાયો થયો છું. પછી ગુરૂચેલાએ મળીને પેલા એક્સોને છ જણાને સજીવન કર્યા અને દરેક જણાને પોતપોતાને ઘેર વિદાય કર્યા. પછી પેલો ચેલો પણ પોતાના બાપની પાસે કાશીએ ગયો, અને વિક્રમરાજા સિદ્ધને આગ્રહ કરીને ઉજ્જન લઇ ગયા. આ પ્રમાણે વિક્રમરાજાના પરાક્રમની અને પરોપકારની આ વાર્તા છે. હે ભોજરાજા! તમે જ્યારે એવા પરાક્રમો કરશો ત્યારે જ આ સિંહાસન ઉપર બેસી શકશો. આમ કહીને તે પુતળી ઇંદ્રાણી ઉડીને આકાશમાં ચાલી ગઇ.



# સિંહાસન બત્રીસીની સમાપ્તિ.

ભોજરાજાને ગામ બહાર ઉકરડાના ટેકરા નીચેથી, વિક્રમરાજાનું સિંહાસન મળ્યું હતું, તે તો આપણે જાણીએ છીએ. આ સિંહાસનને ફરતી બત્રીસ પુતળીયો હતી. રાજા ભોજ બહુ હોંસથી સિંહાસન ઉપર બેસવા ગયા ત્યારે દરેક પુતળીએ વિક્રમરાજાના પરાક્રમની એકેક વાર્તા કહી અને જણાવ્યું કે તમે જ્યારે વિક્રમરાજા જેવા પરાક્રમો કરીને પરોપકારી થશો ત્યારે આ સિંહાસન ઉપર બેસી શકશો. આ આખા પુસ્તકનો સાર શામળભટ્ટ નીચે પ્રમાણે આપે છે:–

ભાગ્યશાહી નૃપ ભોજ, સિંહાસને ચરણ ધરે છે;
પુતળી બત્રીસ પવિત્ર, કથા એકેકી કરે છે;
પ્રથમ હરણની વાત, વિપ્રની બીજી વિવેકે;
કથા ત્રીજીએ કમળ, ચોથી સીંહલની નેકે;
છે પાંચમી વાત પંચ દંડની, છઠ્ઠી અબોલા રાણીએ:
શુભ નાપિકની છે સાતમી, શામળ જુગતે જાણીએ.
આઠમી ધનવંત શેઠ, હંસની કહી નવ કોડે:
દશમી ગંધર્વસેન, અગીઆરમી કમળની જોડે:
બારમી વિક્રમચરિત્ર, તેરમી સમુદ્રવટની:
ચૌદમી નૌકા સાર, પંદરમી મેના પોપટની;
કહી સોળમી ધાડાકાઢની, સતરમી પંખા લહ્યાં;
અઢારમી વહાણ અરપાવીયાં, શામળ કહે શોભા ઘણી.

ઓગણીસ ભાભો રાણો, વૈતાળની વર્ણવી વીસે;
એકવીસ કહીએ પાન, કામધેનુની બાવીસે;
તેવીસમી ભદ્રાભામ, ચોવીસે ગોટકા ગાજે;
પચીસમી જોગણી જાણ, છવીસ માધવની છાજે;
સત્તાવીસમી છે લક્ષબુદ્ધિની, અઠાવીશે શુક સારીકા;
ઓગણત્રીસમે સ્ત્રી ચરિત્ર કહ્યું, શામળ કહે ત્રિવિધ તારીકા.
ત્રીસમી ભરથરી ભૂપ, એકત્રીસમી રૂપાવંતી;
ત્યાં વિપ્રરાય કન્યાય, જાણે જે બુદ્ધિ અનંતી;
બત્રીસમી બુદ્ધનિધાન, જાણ વૈતાળ પંચવીસે;
શિષ્ય ગુરૂ સંવાદ, જશ ઉપર રાજી થઇ જે;
અકેક આકમ એકેક પુતળી, વર્ણવી સ્વર્ગે ચાલી ગઇ;
શામળ સતવાદી સમજીઓ, નરપત ભોજ નિશા થઇ.

આ પ્રમાણે બત્રીસે પુતળીઓએ ભોજરાજાને કહ્યું કે તમે પરમાર્થના કામ કરો. ભોજરાજાએ પણ હવે નક્કી કર્યું કે સિંહાસન ઉપર બેસવામાં જ કાંઇ મોટાઇ નથી. પણ પરમાર્થના કામ કરવામાં મોટાઇ છે. એટલે તે સિંહાસન ઉપર બેઠા નહિ, પણ તેની પૂજા કરવા માંડી તથા દાન કરીને પંડિતોને આશ્રય આપવા માંડયો. આ રીતે તેમના દરબારમાં કાળીદાસ, માઘ વગેરે વિદ્વાનો ભેગા થયા હતા, અને તેમણે ભોજરાજાના આશ્રયથી સુંદર ગ્રંથો રચ્યા હતા.

આ પ્રમાણે શામળભટ્ટે સિંહાસન બત્રીસીનું પુસ્તક સમાપ્ત કર્યું. પુસ્તકને અંતે કવિ કહે છે:

શ્રીગોડ માળવી વિપ્ર શુભ, વિરેશ્વરનો તન;
પંડિત વડેરો પ્રેમળ, મહાદેવ ઉપર મન;
આણંદીબાઇનો અર્ભ કો, હીહીબા કેરો ભ્રાત;
પિતા પુરૂષારથ ગણ્યા, ઇષ્ટ અન્નપુર્ણા માત;

શિષ્ય તે નહાના ભટ તણો, વેગણપુર જે ગામ;
દાસ સૌ કવિજન તણો, શામળભટ નિજ નામ.

માતર પરગણામાં મણી, સિંહુજ શિરોમણી ગામ;
વિરેશ્વર વિશ્વંભરો, વડું વડેરૂં નામ.

રખીદાસ રાજ રાજેશ્વરો, તેડયો પંડિત પ્રીત:
કરી પુરણ કવિતા તમે, રામકથાની રીત.

× × × ×

ગ્રંથ કરાવ્યો ગુણીજને, રખીદાસ પ્રતાપ;
ભણાવ્યો ભાટ ગમાનને, કરે દશ દીશ પ્રખ્યાત.

× × × ×

સિંહાસન બત્રીસના કથા કહી કર જોડ,
શ્રોતા વક્તા સાંભળો, રંજ ન દેશો ખોડ;

સંવત સત્તર પંચોતરો, કરવા માંડયો ગ્રંથ:
બત્રીસ વાત પંચાશીએ, પુરણ કીધો પંથ.

સિંહુજ પટેલ રખીઆસ વડો. કોડે તેડયો કવિરાજ;
સત વાત સંભળાવી એ, મોટા છે મહારાજ.

ઇશ્વરની ઇચ્છા થકી. શિવ કીરપા સુજાણ;
સરસ્વતી સેવન કર્યું, પુરણ કર્યું પુરાણ,

ગાય શીખે ને સાંભળે, કહે કવિતા કરજોડ;
શામળ ભટ કહે બોલજો, જય જય શ્રી રણછોડ.

